ભારતી-પ્રકાશન

# શોધને અંતે

અને

## બીજી વાતો


લેખિકા

લાભુબેન મહેતા





ભારતી સાહિત્ય સંઘ

૧૬, શ્રીમાળી સોસાયટી : અમદાવાદ

૧૩૮, મેડાઝ સ્ટ્રીટ, કોટ : મુંબઈ

"[illegible]"





## અનુક્રમ



---

પ્રકાશક : લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ • ૧૬, શ્રીમાળી સોસાયટી • અમદાવાદ
મુદ્રક : મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ • ઘીકાંટા રસ્તો • અમદાવાદ

# નિવેદન

કંઈક ક્ષોભ અને કંઈક આનંદ સાથે મારી મૌલિક વાર્તાઓનો આ સંગ્રહ પ્રગટ થવા દઉં છું. આશા રાખું છું કે ગુજરાતના વાર્તા-પ્રેમીઓને આનું વાચન વાર્તારસ આપશે.

લેખિકા

# રહસ્યની શોધ

સ્ત્રી અને પુરુષ : સમસ્યાઓનો જાણે ભંડાર! લાખો વાર્તાઓ લખો છતાં જેનું વસ્તુ ખૂટે જ નહિ! એક જ સ્ત્રી કે પુરુષ ઉપર આંખ ફેરવો. એના અંતરના ઊંડાણમાં જોવાનો પ્રયત્ન કરો. અનેક સ્થળેથી ફૂટતાં ઝરણાંને અવલોકો. હજાર ઊર્મિઓ, હજાર વેદનાઓ, હજાર પરિતાપો ને પ્રસન્નતાઓનું મૂળ શોધો—વાર્તાઓનો જાણે નિધિ પડ્યો છે એમ લાગશે. મનુષ્યમાં ભાવપ્રદર્શનની શક્તિ પ્રગટી હશે ત્યારથી જ આ વિષે એણે પોતાના મનોભાવો વ્યક્ત કરવા માંડ્યા હશે, અને વાણી જાગૃત થઈ છે ત્યારથી તો એ મનોભાવના આપણે સાક્ષી પણ બની શક્યા છીએ. કેટલા કવિઓ, લેખકો, નાટ્યકારો, કલાકારોએ આ અગમ્ય રૂપને ગમ્ય બનાવવાના પ્રયાસો કર્યા છે! અને છતાંયે એ અગમ્ય જ રહ્યું છે. નાનો કે મોટો કલાકાર એક નવું પાસું જાણે રજૂ કરે છે. એમ લાગે છે કે આ પ્રશ્નનો પૂર્ણ ઉકેલ કદી આવ્યો નથી અને કદી આવશે નહિ—આ સ્વરૂપનું પૂર્ણ દર્શન કદી થયું નથી ને કદી થશે પણ નહિ.

પરંતુ એ જ ખરું સૌંદર્ય છે—જેનો પાર ન પામી શકાય. જે આંખમાં સમાઈ જાય તે દૃશ્ય હૈયાને હલાવી શકે નહિ. આંખ ઊભરાઈ જાય ત્યારે જ હૈયું રસાસ્વાદ અનુભવે. કલ્પના જ્યારે ચમકી ઊઠે ત્યારે જ હૈયાના ભાવો જાગૃત થઈ ડોલવા લાગે. જે વસ્તુનું પૂર્ણ દર્શન થઈ શકે તે વસ્તુનું એ પછી ભાગ્યે જ આકર્ષણ રહે. કરોડો વર્ષો થયાં

ઈશ્વરનું-કુદરતની શક્તિઓનું—માનવીને આકર્ષણ રહ્યું છે તેનું કારણ જ એ છે. એ આકર્ષણ અનંતકાળ સુધી જીવતું જ રહેશે.

એટલે, કલાકારની પાસે પોતાના અંતરની ઊર્મિઓ દ્વારા રજૂ કરવાનાં દશ્યો ને પ્રશ્નો તો અમાપ અને અખૂટ છે. સામાન્ય માનવી જે નથી જોઈ શકતો છતાં જે જોવા માટે ઝંખે છે તેવું જો એ બતાવી શકે, એવી શક્તિ ઈશ્વરદત્ત કે સ્વયં-પ્રયાસે એની પાસે હોય, તો એ સફળ કલાકાર છે. એ શક્તિ વિના તો સૌંદર્યનું પૂર્ણ દર્શન શું, અલ્પ દર્શન પણ એ નહિ કરી શકે. એ પોતે જ જે જોઈને ડોલશે નહિ તે બીજાને કેમ બતાવી શકશે ?

અને એવું જ સમસ્યાનું છે. સમસ્યાને જે સમજી જાય તે તો કદાચ એનો ઉકેલ કરી શકે, પરંતુ સમજવાનું કામ સહેલું નથી. એમાંયે સ્ત્રી-પુરુષનું જીવન તો સમસ્યાઓનો સાગર છે. એનો પાર કોણ પામી શકે ! વાર્તાકાર એકાદ સમસ્યાથી ચમકે છે. એનાં કારણો એની પાસે ખુલ્લાં થતાં હોય એમ એને લાગે છે. એ કરુણ હોય, આનંદજનક હોય, ધૃણાસ્પદ હોય, વંદનામય હોય છતાં એમાં એ માનવ-હૈયાંના સૂક્ષ્માતિસૂક્ષ્મ ભાવોને અવલોકે છે. ચિત્તને હલાવી જાય એવી લાગણી અનુભવ્યા સિવાય એ રહી શકતો નથી. પોતે કાંઈ રહસ્ય શોધ્યું હોય એવો આનંદ અનુભવે છે. આ જ સાહિત્યનો 'રસ' છે. આ રસનું પાન કરાવ્યા વિના એનાથી રહેવાતું નથી. એ 'સમસ્યા' સૌંદર્યનું રૂપ લઈને એની કલમમાંથી ઝરવા લાગે છે.

આવો વાર્તાકાર સમાજશાસ્ત્રી બનીને સમસ્યાનો શાસ્ત્રીય ઉકેલ નથી સૂચવતો. એ એનું કામ જ નથી. એ તો સમસ્યાને સાચા સ્વરૂપમાં રજૂ કરી દે છે. એનું રહસ્ય એ સળંગ ઘટનાઓ દ્વારા વ્યક્ત કરે છે. વાંચનારને ઉકેલ સ્પષ્ટ થાય છે છતાં એના મન ઉપર ઉપદેશનો કે આજ્ઞાનો ભાર નથી આવતો. ઉકેલની સાથે જ વાચકના દિલમાં એને

મૂળ આપનારી લાગણી પણ જાગૃત થાય છે. એ જ વાર્તાકારની–કલાકારની–વિશેષતા છે.

આવો વાર્તાકાર અધૂરું અવલોકન કદી કરે નહિ. જ્યાં સુધી એની નજર ગૂઢતમ રહસ્ય સુધી પહોંચે નહિ ત્યાં સુધી એને વાર્તા લખવા-મન જ ન થાય. વાર્તાકાર કંઈ સારો અહેવાલ આપનાર નથી. એ જીવનનું ચરિત્રકાર પણ નથી. સ્થૂલ હકીકતો ઉપર વાર્તાનું મંડાણ કદી થઈ શકે નહિ. વાર્તાકાર તો રહસ્યોનો શોધક છે, માટે એનું અવલોકન ઊંડું હોવું જોઈએ. માનવ–સ્વભાવની વિચિત્રતાઓનો એ અનુભવી હોવો જોઈએ. ચિત્તમાં પડેલાં શુભાશુભ તત્ત્વોનાં મૂળની એને પરખ હોવી જોઈએ. આવો સમૃદ્ધ વાર્તાકાર જ આ પ્રશ્નને ન્યાય આપી શકે.

આ કસોટીએ ‘શોધને અંતે’ કેટલા ગુણ મેળવી શકશે ? આ સંગ્રહનું નામ તો સૂચક છે. નામ એમ બતાવવા માગે છે કે આ વાર્તાઓ શોધને અંતે લખાઈ છે કે એક વાર્તાના નામ ઉપરથી જ સંગ્રહનું નામ રખાયું હશે ? ગમે તેમ હોય, બધી વાર્તાઓના વાચનને અંતે એમ લાગે છે કે નામ બંને રીતે યથાર્થ છે. આ વાર્તાઓ, ઉપર જણાવ્યું તેવા રહસ્યની શોધને અંતે જ લખાઈ છે. લેખિકા એ શોધમાં કેટલે અંશે સફળ થયાં છે, એ રહસ્યને કેટલે અંશે કલાત્મક રીતે વ્યક્ત કરી શક્યાં છે, તેનો ખરો નિર્ણય વાચકો જ કરશે. અમને એમ લાગે છે કે લેખિકાએ સારી સફળતા મેળવી છે. સમસ્યાઓના અખૂટ ભંડાર જેવા સ્ત્રી–પુરુષ–સંબંધનાં અનેક પાસાંઓ ઉપર એમની દૃષ્ટિ ફરી વળી છે. સમાજના રૂઢ લગ્નજીવન ઉપર એમણે દૃષ્ટિ ફેંકી છે છતાં વિશેષત: એમનો અવલોકન–પ્રદેશ નવા યુગનાં યુવક–યુવતીઓમાં મર્યાદિત રહ્યો છે. એ પ્રદેશમાં એમણે જે જોયું છે તે એમણે વાર્તા-ઓમાં ગૂંથ્યું છે. લેખિકાની દૃષ્ટિએ નવાં લગ્નોમાં કેટકેટલાં ભયસ્થાનો રહ્યાં છે તે પણ વાર્તાઓ દ્વારા સ્પષ્ટ થઈ જાય છે. આ વાર્તાઓ સાચી રીતે બતાવે છે કે આજનાં યુવક–યુવતીઓનાં જીવનમાં ‘પ્રેમ’

શબ્દે કેટલી બધી અનર્થ-પરંપરા ઊભી કરી છે! કોઈ દાખલામાં પુરુષ તો કોઈ દાખલામાં સ્ત્રી એ પ્રવાહમાં બહુ સહેલાઈથી ખેંચાઈ જતાં માલૂમ પડે છે. લગ્નમાં જે જડતા હતી, જે સોદાની વૃત્તિ હતી, જે વળગાડી દેવાની પ્રથા હતી, તે બધું દૂર થયું પરંતુ તેની સાથે જ સંયમનો પણ જાણે લોપ થયો! આજનાં યુવક-યુવતીઓમાં હૃદયબળનો જાણે અભાવ જ હોય એમ માનવું પડે છે.

કેટલીક વાર્તાઓનાં આખરી પરિણામો એકસરખાં જ છે, છતાં લેખિકાએ કુશળતાપૂર્વક એનાં રહસ્યોની ભિન્નતા રજૂ કરી દીધી છે. જે પાત્રો એમણે રજૂ કર્યાં છે તેઓ એક જ સમાજનાં છે છતાં એમનો પ્રકાર એકમેકથી જુદો છે, અને તેથી જ એકનો એક પ્રસંગ ભિન્ન ભિન્ન પ્રકારની અસર ઉત્પન્ન કરે છે. પરિણામે એકસરખા લાગતા બનાવોને વિવિધ રીતે રજૂ કરવાની કક્ષા સારી એવી શક્તિ માગી લે છે. લેખિકા સામાન્ય ઘટનાઓ દ્વારા પાત્રોનાં હૃદય સુધી ન પહોંચી શક્યાં હોત તો આ વિવિધતા અને આ નવીનતા શક્ય જ નહોતાં.

'શોધને અંતે'ને આ રીતે અમે આવકાર આપીએ છીએ. આપણે ત્યાંનાં અતિ જૂજ સ્ત્રી-લેખકોમાં એમનો આ પ્રવેશ અમે અભિનંદીએ છીએ. આજ પહેલાં એમણે બાલસાહિત્યની મૌલિક પુસ્તિકાઓ લખી છે, પરંતુ તે સિવાય તો હિંદી-બંગાળીના અનુવાદિત ગ્રંથો જ એમને નામે જમા છે. એમનું મૌલિક સર્જન આ પ્રથમ-પહેલું જ છે. વિરોધના ભય વિના કહી શકાય કે આ પુસ્તકનો સત્કાર એમને આશા અને ઉત્સાહ આપનારો નીવડશે. સ.

# શોધને અંતે—

આજે મને વીસમું વર્ષ બેઠું. મારા આજના જન્મદિવસે મારે નક્કી કરી નાખવું જોઈએ કે હું ભાવિમાં શું કાર્ય હાથ ધરવાની છું. કાંઈક કરીશ એ તો ચોક્કસ. મારે કાંઈક થવું છે, મારે જિંદગીની સફળતાની ટોચે પહોંચવું છે, દુનિયાએ ન દેખ્યું હોય તેવું દેખાડવું છે. આજે ઉષાનો પત્ર આવવો જોઈએ, પણ એ તો એમ જ માને છે કે હું કાંઈ નહિ કરી શકું—વિચારું છું એટલું જ. પણ એનેય હું બતાવી દઈશ કે તું ધારે છે તેવી આ સુધા નથી. એ આકાશમાં ઊડનારી નથી, એ તો છે નક્કી વિચારો પર ચાલનારી ને બુદ્ધિશક્તિનો બરાબર

ઉપયોગ કરનારી, ઉષા...! ઠીક ચાલો, હવે નક્કી કરી લઉં, મારે શું કરવું તે. અત્યારે તો જુનિયર પૂરું કરી લેવું. છ માસ પછી પરીક્ષા છે. આ છ મહિના બરોબર વાંચવું. ન ક્યાંય જલસામાં જવું, ન મુસાફરીએ જવું. સખત વાંચીને સારે નંબરે પસાર થઈ જવું. પછી કઈ લાઈન લેવી તે વિચારવાનું છે. બી. એ. તો ઘણાં થાય છે, એમને ત્રીસ રૂપિયાની નોકરી પણ ક્યાંય નથી મળતી. આપણે નોકરી નથી કરવી. એવી ગુલામી કોણ કરે? વખતસર કામ આપવું પડે, હાજરી પુરાવવી પડે, અને જવાબદારી પણ કેટલી બધી! એટલો બધો ભાર તો આપણાથી ન ખેંચાય. ત્યારે તો સંગીત કે...ચિત્ર. સંગીતમાં તો સમય બહુ પડે. આખો દિવસ એકની એક પીંજણ. ગાવું તો મને ગમે પણ એના બધા નિયમો યાદ રાખવા અને ઝીણી ઝીણી બાબતોની ચોકસાઈ રાખવી કેમ પાલવે? મહેનત કરું તો જગવિખ્યાત તો નહિ પણ દેશવિખ્યાત સંગીતશાસ્ત્રી તો બની શકું, પણ એની પાછળ કેટલાં વર્ષો કાઢવાં પડે? કેટલી મહેનત કરવી પડે? એ રીતે તો ચિત્ર ઠીક. નિરાંતે બેઠાં બેઠાં ચિતરાય તો ખરું, સૂતાં સૂતાં 'આઈડિયા' આવે તે સૂતાં સૂતાં દોરી કાઢીએ, પછી ગમે ત્યારે સરસ કરી લઈ શકાય. એમાં જરા મસ્તી પણ રહે. એ ઠીક છે, લ્યો. એમાં મારી કલ્પના વધશે, વિચારો સ્ફુરશે અને બુદ્ધિને પણ કસવાનું મળશે. ઝાઝું વાંચવું નહિ, ઝાઝી મહેનત નહિ ને ઝાઝી જવાબદારી નહિ. ઠીક, ચાલો. આજે મારી વર્ષગાંઠને દિવસે નક્કી કર્યું કે મારે ચિત્ર તરફ જ ચિત્તને અને શક્તિને ઝોક આપવો અને એક ઉત્તમ કલાકાર બનવું. મારે દેશને સમૃદ્ધ કલાકૃતિ આપવી અને બતાવી આપવું કે સ્ત્રીઓ પણ દેશને કલાસંસ્કૃતિ આપી શકે છે.

*

સરસ નંબર તો નહિ આવે એમ લાગે છે. સાળું વંચાતું જ નથી. રોજ ને રોજ એક ને એક વાચન કેમ ગમે? ને આવું અટપટું

યાદ રાખવાની મહેનત પણ કેટલી બધી? મને થાય છે કે આ બધાની જરૂર જ શી છે? સંસ્કૃત શીખીને હું શું કરવાની હતી? બીચારા કાલિદાસને ખબર પણ નહિ હોય કે એણે એક કવિ થઈને ભાવિનાં કેટલાં છોકરા–છોકરીઓ ઉપર ત્રાસ વર્તાવ્યો છે! જોકે હું તો એને પૂજ્ય જ માનું છું, આમ તો એમની કવિતામાં આનંદ આવે છે, તેઓ મહાન કવિ હતા, આપણા દેશનું ભૂષણ હતા; પણ એને માટે આ ત્રાસની શી જરૂર છે? કેટલાંય છોકરા–છોકરીઓ એમને ગાળો આપે છે. અભ્યાસક્રમ તૈયાર કરનારા આવું કેમ થવા દે છે? એ ન જન્મ્યા હોત તો અમારે આટલું ગોખવું ન પડત ને પાસ–નપાસની ચિંતાની લટકતી તલવાર નીચે કંપતાં ઊભાં રહેવું પણ ન પડત. ખેર, મહેનત તો કરીએ, પાસ થઈ જવાશે એ તો ચોક્કસ છે, કદાચ સારા માર્કસ નહિ મળે. વહેલું ઉઠાય તો તો વાંધો ન આવે, પણ થાય છે કે એક સારે નંબરે પાસ થવા માટે રોજ વહેલું ઊઠવું ને ગોખવા બેસી જવું? ન મિત્રોમાં જવું, ન સિનેમા–આ સારો નંબર ભારે પડી જાય. કાંઈ નહિ, સારા નંબરને શું કરવો છે? લહેરથી થાય એ જ થયું ગણાય. ચોટલી બાંધીને ઘણા પંડિતો થયા, પણ એમાં એમની બહાદુરી શી? આપણે તો લહેરથી વંચાશે એટલું વાંચશું, નકામો જીવ–ઉકાળો નથી કરવો. પાસ થઈશ એની તો સો ટકા ખાતરી છે, પછી શી ચિંતા છે?

*

આજ સોળમી થઈ. વીસમીએ પરિણામ છે. પાસ છું એ તો ખાતરી છે, પણ ઉષા કલાસ મેળવી જશે ને હું લટકી રહીશ. કાંઈ નહિ, ચોપડાં ગોખ્યે કાંઈ હોશિયારી આવી જતી નથી. મારે તો મારું જે જીવનકાર્ય છે તેમાં મારી શક્તિ બતાવી આપવી છે. પણ હમણાં ઘરમાં તો બાએ ઉપાડો લીધો છે. શું વીસ વર્ષની હું બહુ મોટી લાગતી હોઈશ? એમને મન તો હું જાણે મોટી સ્ત્રી બની ગઈ છું! રોજ સંભળાવે છે કે તારા જેવડી તો અત્યારે ઘરનો બધો ભાર ઉપાડતી

હોય. પણ બીચારાંને ખબર નથી કે એમની આ સુધલી એવો ભાર લેવા-કરવાની નથી. એને તો જીવનમાં બીજું જ કંઈ કરવાનું છે. પણ બાપુજીને મારે બરાબર સમજાવી લેવા પડશે. એ મને બરોબર સમજે છે એટલે મારા માર્ગમાં અંતરાય નહિ નાખે. પણ મારે એમને મારી વાત કેમ કહેવી ? એમની સાથે લહેર તો ઘણી કરી શકું છું કારણ કે એમને મારા પર ઘણો પ્રેમ છે અને ઘણો વિશ્વાસ છે, પણ ગંભીર વાતો કરવાનો તો કદી પ્રસંગ જ પડ્યો નથી. મારાથી ગંભીર બની શકાશે ? ગંભીરતાથી મારી વાત હું એમની પાસે રજૂ કરી શકીશ ? જોઈ લેવાશે, આજથી શી ચિંતા ?

*

**બા**પુજીનો જવાબ આવી ગયો: 'કુમારી-જીવન એ તલવારની ધાર છે. લગ્ન ન કરવા પાછળ ચોક્કસ બળની જરૂર હોય છે. એ બળ તમારી પાસે છે ? તેની તપાસ કરો. લગ્ન કેમ નથી કરવું એનો પ્રથમ પાકો વિચાર કરો, એનાં કારણો નિશ્ચિત કરો, પછી જ લગ્ન ન કરવાનો નિશ્ચય કરો. જો તમે શક્તિમાન હશો તો હું તમારી આડો નહિ આવું પરંતુ પિતા તરીકેની મારી ફરજ છે કે તમારાં નિશ્ચિત કારણો મારે જાણવાં અને તમે તરંગમાં ન અથડાઓ તે મારે જોવું. તમે વિચાર કરો. આજે એક દિવસમાં જ વિચારી લેવું એવું કાંઈ નથી. આઠ-પંદર દિવસ સુધી વિચારી જુઓ અને નક્કી કરીને મને જણાવો, જેથી હું તમારા જીવનનાં કાર્યો વિષે વિચારી શકું અને તમારાં માતુશ્રીની હમેશની ચિંતાને સમાવી શકું.'

બાપુજીને મોઢામોઢ વાત ન થઈ શકી એટલે મેં ચિઠ્ઠીનો આશરો લીધો. એમના જવાબથી તો હું થીજી ગઈ છું. આવી બાબતોમાં આટલા બધા વિચાર કરવા પડતા હશે ? આ બાબતમાં મને ઉત્સાહ તો કોઈ આપતું જ નથી. ઉષા તો મેં પરીક્ષા આપી દીધી ત્યારથી લખ્યા

કરે છે કે, 'હવે લગ્નનો વિચાર કરજે, આપણે સ્ત્રીઓને માટે કુમારી-જીવન બહુ અઘરું છે. પુરુષો ગમે ત્યાંથી કંપની મેળવી લે છે-દિલ બહેલાવી શકે છે, પરંતુ સ્ત્રીઓ પોતાની એકલતા કેમેય દૂર કરી શકતી નથી. માટે તારા તરંગો છોડીને ગંભીરતાથી લગ્નનો વિચાર કરજે.' ઉષલી! છે તો હજી મારા જેવડી અને શિખામણ કેવડી મોટી આપે છે! પણ પિતાજી પણ એવું જ લખે છે...ત્યારે મારે કરવું શું? સૌની ઇચ્છા વિરુદ્ધ એકલાં ઝૂઝવાની તાકાત તો મારામાં છે, પણ જવાબ કેટલાંયને આપવા પડશે. મારી મુશ્કેલીઓ ઉષાને કે પિતાજીને પછી કેવી રીતે કહેવા જઈ શકીશ? પછી તો મારી ચિંતા મારે જ ઉપાડવી પડશે... ને એનો તો મને અતિ કંટાળો છે. પરંતુ આવી બીકે મારા આદર્શને જતો કરું શું? ના, ના! આદર્શ પાછળ તો માણસ ઘેલાં બને છે. ગમે તે ભોગે મારે મારા આદર્શને પકડી જ રાખવો જોઈએ. ભલે પિતાજી કે ઉષા મને સાથ ન દે, પરંતુ હું તો મારા વિચારમાં મક્કમ રહીશ. મારે મારા દેશની સેવા કરવી છે-મારા દેશમાં સંસ્કારવૃદ્ધિ કરવી છે. મારા આદર્શને હું નહિ છોડું. પિતાજીને લખી નાખું છું કે અપરિણીત જીવન એ જ મારા આદર્શને પોષક છે-એ મારો નિશ્ચય છે.

*

પહેલો તાર મનુનો આવ્યો-કૉન્ગ્રેચ્યુલેશન-કૉન્ગ્રેચ્યુલેશન-કૉન્ગ્રેચ્યુલેશન્સની જાણે ઝડી વરસી. આ તો કાંઈક જાદુ જ કહેવાય. વગર મહેનતે સેકન્ડ કલાસ આવ્યો! નસીબદાર તો ખરી. અને પેલો બીચારો અનુ, ચોટલી બાંધીને રાતદિવસ વાંચ્યે રહ્યો તોય બીચારો ફેઈલ! લક-લક! બધે નસીબનું જ રાજ્ય ચાલે છે. પણ મનુ માળો ફર્સ્ટ કલાસ આવી ગયો. છે તો લહેરી લાલો ને કેમ કરતાં આવ્યો હશે! હા, સ્મરણશક્તિ એનામાં ભારે છે. એક વાર વાંચે-ફરીને પાનાં ફેરવવાં જ ન પડે ને! મનેય ભગવાન એવી શક્તિ આપી દે તો?

કદી ચિંતા જ નહિ ને દર વખતે ફર્સ્ટ કલાસ ફર્સ્ટ ! પણ યા ખુદા ! વો દિન કહાં સે કિ મિયાં કે પાઁવમેં જૂતી !

*

પિતાજી મનુ માટે વારે વારે મને પૂછ્યા કરે છે અને એને અહીં પણ બોલાવ્યા કરે છે. એમના મનમાં શું હશે ? તેઓ પેલા અમેરિકાથી આવેલા ડૉ. શાહનો પણ ઉલ્લેખ કર્યા કરે છે. મારું ચોકઠું ગોઠવી દેવાનો વિચાર હોય એવું લાગે છે. પરંતુ આપણે આપણી સ્વતંત્રતા ઉપર દાબ મૂકવા તૈયાર નથી. આજે ઉષા પણ આવવાની છે. અભિનંદન દેવાનું તો બહાનું છે, પિતાજીને મળી મને સમજાવવાનો પ્રયત્ન કરશે એ ચોક્કસ. મારે મજબૂત રહેવું જોઈશે. હે જીવ ! જાગ્રત રહેજે અને આ સૌની સામે ટક્કર ઝીલજે !

*

ઉષા બીચારી મારી જીદ સામે ન ફાવી. એને મારા ઉપર કેટલો બધો પ્રેમ છે ! હું પરણું કે ન પરણું, હું સુખી થાઉં કે દુઃખી, એમાં એને શો લાભ કે ગેરલાભ ? પણ એ મારા સુખની ચિંતા સદાય કરે છે. મારી ઇચ્છા વિરુદ્ધ કશું નથી કરતી. હું નારાજ ન થાઉં એનું સતત ધ્યાન રાખે છે. હું કાંઈક તરંગી તો હોઈશ—બેદરકાર પણ કંઈક ખરી, એટલે ઉષાનું મારી પાસે ચાલતું નથી, પણ એના કહેવામાં કંઈ જ તથ્ય નથી એમેય નથી લાગતું.

*

એકલતા સાલતી હોય છે એ વાત ખોટી તો નહિ. હવે મને એવું કંઈક થતું હોય એમ લાગે છે. મુંબઈમાં આવ્યે છ મહિના થયા પણ ચિત્રમાં કાંઈ પ્રગતિ કરી નહિ કે નથી કર્યું કોઈ પ્રકારનુંયે નાનું કામ. હમણાં તો મિત્રમંડળ વધી ગયું છે. એમાં સમય ચાલ્યો જાય છે. ક્લબમાં પેલો સૂર્યકાન્ત હમણાં દાખલ થયો. અજબ છોકરો છે ! દીદાર

તો શાંતિનિકેતન રહી આવ્યો હોય તેવા છે. મનુની સરખામણીમાં અક્કલના કાંઈક બાદશાહ છે. કાલે ભાઈસાહેબ ‘કલા માટે જીવન’ ચર્ચવા બેઠા, પણ સુરેન્દ્ર પાસે ટકી ન શક્યા. જો કે મનુ એની ઉપેક્ષા કરે છે તે બરોબર નથી. એનામાં આર્ટ છે એની તો કોઈ ના ન પાડી શકે. સાળું, આમાં ગૂંચ બહુ પડી જાય છે. કોણ હોશિયાર અને કોણ નહિ એ જુદું પાડવું જ મુશ્કેલ. ચાલ જોઉં, આંખો બંધ કરીને વિચાર કરવા દે. હાં, પણ બારણાં ખુલ્લાં છે, કોઈ જોશે કે આ ખુલ્લે બારણે કયા પ્રિયતમની આરાધના કરવા બેઠી હશે? બારણાંય એવાં છે કે ઊભાં થઈને વાસીએ ત્યારે જ વસાય. એનામાં એટલી અક્કલ નથી કે અત્યારે સુધાબેન એમના મિત્રોનું વર્ગીકરણ કરે છે એટલે અમારે અમારી મેળે બંધ થઈ જવું જોઈએ! મારે જ ઊઠીને બંધ કરવાં પડશે. હા, હવે આંખ બંધ કરું. પહેલાં કોનો વિચાર કરું? સૌથી પહેલાં તો મનુની મૂર્તિ નીરખવા દે. એ છે મારો બાલ–સખા. વળી મારા મનમાં એ પહેલા નંબરનો બુદ્ધિશાળી અને સર્વજ્ઞાની છે. એનું માથું તો ઠીક ઠીક છે, સુડોળ મોં છે, પણ વાળ ટૂંકડા રાખે છે. વાળમાં તો સૂર્યકાન્ત! વાંકડિયા વાળ ને તેમાં પણ ઓડિયાં! આંખો મોટી ને ચળકતી–જાણે કોઈ મસ્ત મુસાફીર! અરે ભૂલી, મારે પહેલાં તો મનુનો જ વિચાર કરવાનો છે. હં, મનુ પહેરવેશે સાવ સાદો છે. બંધ પાટલીનું ધોતિયું અને બંધ ટેનિસ કૉલરનું અર્ધું ખમીસ. આવો અધૂરો પોશાક પણ એને મન બરોબર લાગે છે. પણ એ સાદો છતાં આકર્ષક તો છે. કલબમાં એ કાંઈક બોલે એટલે સૌ પોતપોતાની વાતો મૂકીને એની આસપાસ વીંટળાઈ જાય. એનામાં બોલવાની અમુક છટા છે. સામાને આકર્ષવાની પણ કળા છે. હાજરજવાબી બુદ્ધિ છે. ચાલ પણ ધીરગંભીર અને ચિંતક જેવી છે. પણ તોફાન–મસ્તીને વખતે એ ધીરગંભીરતા અને ચિંતકપણું અલોપ થઈ જાય છે. એની એક વાત નથી ગમતી. એ ચર્ચા કરે છે ત્યારે સારું લાગે છે, પણ પછી તો એ અડી જ પડે છે. નથી રહેતું એને સમયનું ભાન કે નથી રહેતું સ્થાનનું ભાન. એ પરથી લાગે છે કે

એ જેટલું બોલે છે એટલું કરતો નહિ હોય. હવે જોઉં સૂર્યકાન્તને. એની વાતો કળાની જ હોય છે અને માન્યતાઓ મારા જેવી જ ધરાવતો લાગે છે. ચિત્રકળા દેશને સંસ્કૃતિ આપશે એ વિષેની એની માન્યતા દૃઢ છે. મને ચિત્રનો શોખ છે એની એને ખબર પડી છે ત્યારથી મારી સાથે હળવા–મળવા એ ઠીક પ્રયત્ન કરે છે. મને પણ એમાં કાંઈ વાંધો નથી લાગતો. જો કે મનુ અમે વાતો કરતાં હોઈએ ત્યારે જરા ત્રાંસી આંખે જુએ છે, પરંતુ મારે એની શી પરવા? મને ફાવે તેમ હું વરતું અને ફાવે તેની જોડે બોલું. એવી કોઈની ખફા–નજરની મારે શી ચિંતા? સૂર્યકાન્તમાં તર્કની જ ખામી છે, નહિ તો એ ગમી જાય એવો યુવાન છે. સુરેન્દ્ર તો ફાંકડે લાલ લાગે છે. ન કૉલેજની પરવા, ન ઘરની પરવા. બહાર મિત્રોમાં ફર્યા કરવું, ટેનિસ ને બ્રિજ ખેલવાં–એ એનો ધંધો. પણ માળો ટેનિસમાં એક્કો છે. શરીર કેવું સુદૃઢ છે! એ તો તે દિવસે કોટ કાઢી નાખ્યો અને માંસલ બાવડાં દેખાયાં ત્યારે ખબર પડી. એ કહેતો હતો કે પોતે નિયમિત કસરત કરે છે અને માને છે કે કસરતનો નાશ થયો તેથી જ આપણો દેશ કંગાલ બની ગયો. શરીર સારું હોય તો જીવનના દરેક પાસામાં વિજય મેળવી શકીએ એની ના નથી. મારો જ વિચાર કરું ને! મારી તંદુરસ્તી જોઈએ તેવી સારી નથી. મને કોઈ એક માઈલ ચાલવાનું કહે તો હું એને શાપ જ આપું. એથી જ તો મુશ્કેલીનાં કામો હાથમાં લેતાં ડર લાગે છે. સારાં કામો કરી શકવા સારું શરીર એ પહેલી જરૂરિયાત છે. ખરાબ શરીરે કામ તો થાય, પણ તે એવું જ. સુરેન્દ્ર જેવી દેશસેવાની ધગશ ધરાવનાર અમારી ક્લબમાં બીજો કોઈ નથી, પણ એનો ટેનિસનો શોખ એને દેશસેવા માટેની ફકીરી પાસે ફરકવા દે એમ લાગતું નથી. સાચું પૂછો તો એની મોટા ભાગની શક્તિ આમ રમત અને ચૅમ્પિયન–કપ મેળવવાની હરીફાઈમાં જ ખર્ચાઈ જાય છે. એના લગ્ન વિષેના વિચારો પણ કાંઈ ઓર જ છે. સૌ સાથે એને ફ્રેન્ડશિપ. લીના એની ખાસ મિત્ર. વીણા એની ટેનિસ–મેઈટ. ચંદ્રા તો એના 'દેશસેવામંડળ'ની મંત્રી. એની ચારે બાજુ છોકરીઓ જ છોક-

રીઓ. અને છતાં કહે છે કે પોતે પરણવાનો નથી ! આવા માણસો સમજાય જ નહિ. જો પરણવું નથી તો મારે ઘેર રોજ આંટા શા સારુ ખાય છે ? લીનાને લઈને રોજ ફરવા કેમ જવું પડે છે ? આવા અટપટા માણસોથી સો ગાઉ દૂર રહેવામાં જ લાભ. પણ મારે આ બધાનો આવો વિચાર શા માટે કરવો પડે છે ? મારે તે શું સ્વયંવર રચવો છે તે બધાનાં રૂપગુણ વિચારવા બેઠી છું ? મૂર્ખી-મૂર્ખી !

આજે સાંજે પ્રદર્શન જોવા જવું છે. સૂર્યકાન્ત તેડવા આવવાનો છે. ચાલો, એમ કાંઈક જોઈશું-કરશું તો કાંઈક વળશે. આમ નવરાં બેઠાં વિચારો કર્યે કંઈ નહિ વળે.

*

કૉલેજમાં વેકેશન પડ્યું છે. કાલે ઘેર જવું છે. થોડા દિવસ મોજ કરીને પછી જવું ? પથારીમાં જ પડવા દે. પણ પડ્યાં પડ્યાંય કેમ વિચાર નથી કરી શકતી ? વિચાર કરવા બેસું છું ને વિચારશૂન્ય થઈ જવાય છે. ઉનાળો પણ ખરો છે. દિવસ આખો સખત તાપ અને છતાંય અત્યારે પવનની એક લહર પણ નહિ ! હૃદયમાં પણ કાંઈક એવું જ લાગે છે. સાંજે હેંગિંગ પર ફરવા જતાં મનુએ લગ્નનો પ્રસ્તાવ મૂક્યો-જો કે એ વખતે તો મેં હમેશના ગમ્મતી સ્વભાવ પ્રમાણે જવાબ આપવાનું ટાળી દીધું, પણ મનના ખૂણામાંથી છૂપો છૂપો એ વિચાર ટપકી આવે છે ને વિચાર કરવાનું નક્કી કરું છું ત્યારે વિચારી જ શકાતું નથી. લાગે છે, જાણે ઘણા ઘણા વિચારો કરવાના છે, પણ એકેય મગજનો કાબૂ નથી પકડતો. બુદ્ધિશક્તિ અને વ્યવહારુતાની દૃષ્ટિએ મનુ બરોબર કહેવાય, પણ ગમી જાય તેવો તો સૂર્યકાન્ત. જેને આ દુનિયાનું ભાન ન હોય, જેને પોતાનું પણ ભાન ન હોય ને જે પોતાની કલામાં જ માત્ર તલ્લીન હોય એવા દીવાના મને તો ગમે, એવા પ્રત્યે, પ્રેમ ખૂટી ગયો હોય તોય, હૃદયને ખૂણે ખૂણેથી ઘસડાઈને આવે. પણ

જિંદગી છે બહુ લાંબી. આખી જિંદગી આવા મસ્ત માણસ સાથે ગાળી શકાય કે નહિ તે પ્રશ્ન છે. જીવનમાં એકલી મસ્તીથી તો ન જ ચાલે, ખાવું-પીવું પણ જોઈએ છે. મસ્તીમાંથી દિલ મળે પણ દિલને અને જિંદગીને ટકાવનાર રોટી ન મળે તો મસ્તી ક્યાંય ઊંઘી જાય. રોટી માટે તો પૃથ્વીના પડ પર ચાલવું પડે–ખરી સ્થિતિનો જ સામનો કરવો પડે. એમાં જો દીવાનાપણું દેખાડવા જઈએ તો નકોરડી એકાદશી સિવાય કશું ન રહે. પણ આ બધું છે શું? હું કેમ આવા વિચારો કરું છું? મારે ને લગ્નને શું લેવા કે દેવા? નકામી આ માથાફોડ શી? મનુને જવાબ આપવાની કશી જરૂર નથી. સૌ મિત્રો જાણે છે કે મારો આદર્શ એક આદર્શ કલાકાર થવાનો છે. પરણવામાં મારે જિંદગીનું પૂર્ણવિરામ નથી લાવવું. બસ, કાલે ઘેર જ જાઉં. પિતાજી મને કેટલી યાદ કરે છે! એમના પ્રેમ પાસે મારી મોજમજાની શી વિસાત છે?

*

પિતાજીને મારા મિત્રમંડળની પિછાન થઈ છે ને કાંઈક શંકા પણ થઈ છે, તેથી જ મને વારેવારે એ લગ્નનું પૂછ્યા કરે છે. માણસને એકલતા ખાઈ જતી હોવી જોઈએ. જો સખત પરિશ્રમ અને પ્રવૃત્તિ હોય તો માણસ એકલતા ભૂલી જાય, પરંતુ મારા જેવી મનમોજી પ્રવૃત્તિ-વાળી છોકરીને કોઈક દિવસ એકલતા હેરાન તો કરે જ. પેલાં શારદા-બેન, છેક પાંત્રીસમે વર્ષે પણ લગ્ન કરવું તો પડ્યું જ. એ શા માટે? તેઓ તો કામમાં પણ બહુ રહેતાં. સવારે અનાથાશ્રમનાં બાળકોને ભણાવવા જાય, રાત્રે મજૂર–રાત્રિશાળા ચલાવે, દિવસે પણ ઘરનું કામ, સેવાનું કામ, નોકરી—કેટલું બધું કામ કરે? ખરું પૂછો તો એમને પોતાની એકલતાનો વિચાર કરવાનો પણ વખત નહિ મળતો હોય. પથારીમાં પડયાં કે થાકથી મીઠી ઊંઘ આવી જતી હશે. છતાંય પરણવું પડયું! પેલાં જયાબેનને પણ ત્રીસમે વર્ષે પરણવું પડયું. કહે છે કે પેલાં મનહરબેન આજે ચાલીસમે વર્ષે પણ લગ્ન કરવું કે ન કરવું એની ગડમથ-

લમાં છે. આવી પ્રવૃત્તિશીલ વ્યક્તિઓને પણ એકલતા ત્રાસ આપી જતી હશે? પિતાજીના કથનમાં મારો બોજો પોતાને માથેથી ઉતારી નાખવાની જ સાવ સ્વાર્થી વૃત્તિ ન જ હોય. પણ મારા મનમાં ઘડ બેસતી નથી કે શા માટે એકલું ન રહી શકાય? મારે જોઈએ તેટલાં મિત્રો છે, કલબમાં હું મારું મન બહેલાવી શકું છું, પછી લગ્નની જવાબદારી મારે શા સારુ લેવી? પિતાજીની એ દલીલ સાચી લાગે છે કે અત્યારે જે મિત્રો છે તે યુવાની પૂરતાં જ છે. ઉંમર મોટી થાય એટલે મન બીજી દિશાઓ શોધે છે. સૌને પોતાનું પોતાની અંદરથી ઊભું થયેલું વર્તુલ જોઈએ છે, એમને ઘરબાર જોઈએ છે. સૌ ધંધામાં પડી જાય, સૌ ઘરબારમાં પડી જાય એટલે કલબમાં કોણ કેટલો સમય આવી શકે? સૌને કાંઈ મારી જેમ અપરિણીત તો ઓછું જ રહેવું છે? હા, એક સૂર્યકાન્ત મારા જેવા જ વિચાર ધરાવે છે. પરંતુ એમ બીજાના આધારે જ જો અપરિણીત રહેવાનું હોય તો તો પરણી જવું શું ખોટું? પરંતુ પિતાજીને હમણાં તો ના પાડી દેવી. હમણાં તો હું અભ્યાસ કરવા માગું છું અને મારી મેળે જ મારું હું કરી લઈશ. એમણે એ વિષે ચિંતા ન કરવી જોઈએ. મને કયા પ્રકારની વ્યક્તિ સાથે વધુ ફાવે એની મને જ ખબર પડે. તેઓ મને સૂચવી શકે, પણ નક્કી તો હું જ કરી શકું. અને હમણાં તો મારે કરવું પણ નથી—બસ પિતાજીને કહી દઉં કે મારો નિશ્ચય અડગ છે.

*

હમણાં પિતાજીના પત્રો ઠીક ઠીક આવે છે. દર પત્રે બે–ત્રણ સૂચન હોય—પેલો લંડન જઈ આવ્યો છે, ફલાણો એલ. ડી. છે, શ્રીમાન ડૉક્ટર છે, ભાઈસાહેબ વકીલ છે, બૅરિસ્ટર છે. વધુમાં લખે છે—હમણાં ઉંમર છે તે આવાં સારાં સ્થળો મળે છે, પછી તો ક્યાંય પત્તો નહિ ખાય. પિતાજીની વાત તો સાચી છે, પણ હું મૂંઝાઈ જાઉં છું. મારે મારાં ચિત્રોનું કાંઈક કરવું છે, મારે મારા આદર્શને પહોંચવું છે. અને તેઓ જેનું સૂચન કરે છે તે બધા આબરૂ અને પૈસામાં સારા છે, પણ

મારે જે જોઈએ તે એમનામાંથી કોઈનામાં નથી. ડૉકટરને ભલું એનું દવાખાનું, એમને કમાવા સિવાય બીજો રસ નથી. એલ. ડી. દેશ જેવી કોઈ ચીજને સમજતા નથી, પશ્ચિમ એ એમનો દેશ હશે. લંડનવાળો પોતાની જ મોટાઈમાં એટલો ઊંચો છે કે હું તો એને સાવ નાની લાગું, મારી સ્વતંત્રતા શી ચીજ છે એમ જ તેઓશ્રી કહે. સૌ પુરુષોને કહ્યા-ગરી સ્ત્રી જોઈએ. હું પરિણીત છું એવી પરતંત્રતાનું સહેજે ભાન કરાવ-નાર તો મારે ન જ જોઈએ. પરંતુ પિતાજી મારા આ વર્તનથી બહુ દુઃખી થતા જણાય છે. મારો લગ્ન ન કરવાનો નિશ્ચય થોડોક તો હલી ગયો છે. મુંબઈમાં જ્યાં નજર નાખું છું ત્યાં યુગલ દેખાય છે. મારે જે કાંઈક કરવું છે એવું કાર્ય કરતી સ્ત્રીઓને જોઉં છું તો તેઓ પરણેલી જ છે. મિત્રો વિના રહી શકું તેવો મારો સ્વભાવ નથી. અને આ મિત્રો ક્યાં સુધી ટકશે તે અચોક્કસ છે. મારે મારી સાચી સ્થિતિ પિતા-જીને જણાવી દેવી જોઈએ. 'હું લગ્ન નથી જ કરવાની' એવાં બાણ જેવાં મારાં વચનો ખોટે-ખોટી રીતે પિતાજીની છાતીમાં મારે મારવાં ન જોઈએ. એમને લખી નાખું: 'હું પરણીશ ખરી, પણ મારા આદર્શને અનુકૂળ બને એવા યુવકને જ પરણીશ. એટલે તમો મારા લગ્ન વિષે શાંતિ રાખજો ને ચિંતા ન કરજો.'

*

પિતાજીનો પત્ર આવ્યો. એમણે ઘણો સંતોષ વ્યક્ત કર્યો.

સિનિયર બી. એ.ની પરીક્ષાને બે જ મહિના બાકી રહ્યા છે. જો કેડ નહિ કસું તો હેરાન હેરાન થઈ જઈશ. હમણાં મિત્રો અને મોજમજાહને છોડીને વાંચવામાં જ લાભ છે. પછી જોઈ લઈશું શું કરવું તે.

*

પાસ થઈ. ખુશાલીના તારો તો ઘણા આવી ગયા, પણ પછી

કોઈનો પત્ર કાં નહિ? અઠવાડિયે એક વાર પત્ર લખતો મનુ, બે વાર લખતો સૂર્યકાન્ત, ફાવે ત્યારે લખતો સુરેન્દ્ર—બધા ક્યાં સૂઈ ગયા? કોઈને એમ નહિ થતું હોય કે પરીક્ષામાં સારી રીતે પાસ થયા પછી અને મુંબઈમાં આટલાં વર્ષો ગાળ્યાં પછી સુધાબેનને ઇગતપુરમાં નહિ ગમતું હોય અને કાગળની રાહ જોયા કરતાં હશે? બધા ભૂલી ગયા કે શું? ઉષાના પણ હમણાં કશા સમાચાર નથી. એ પરણવાની છે એટલે કાં તો પોતાની ધમાલમાં પડી હશે. હશે, એમાં મારે શું? હું ઓછી એ સૌના કાગળ ઉપર જીવું છું? મારેય મારું કાર્ય છે. મારે કોઈની પડી નથી. પિતાજીએ કહ્યું: 'તને અહીં ગમતું નહિ હોય. પંદરેક દિવસ મુંબઈ રહી આવ. તારે કોઈ મિત્રને ત્યાં ઊતરવું હોય તો તેમ, નહિ તો હું છગનભાઈને લખું. તેને ત્યાં અગવડ નહિ આવે, ઘર જેવું જ લાગશે.' થાય છે કે મુંબઈ જઈ આવું. મિત્રોના કાગળ નથી એટલે એમની ઉપર તો ખૂબ ગુસ્સો ચડે છે, પણ એમને વિષેની જિજ્ઞાસા ઓછી નથી થતી. જઈને જોઉં તો ખરી કે છેલ્લી પરીક્ષા પસાર કરી દીધા પછી સૌ શું વિચારે છે—જીવનના કયા કયા કેડે ઊતરી પડ્યાં છે. પણ મુંબઈ જઈને કોઈ મિત્રને ત્યાં તો નથી જ ઊતરવું—છગનકાકાનું ઘર પૂરતું અનુકૂળ બને તેવું છે.

*

બે દિવસ તો અભિમાનમાં કોઈની પાસે ન ગઈ, પણ પછી ધીરજ ખૂટી. સૂર્યકાન્તને ફોન કર્યો. એણે પ્રથમ આશ્ચર્ય બતાવ્યું, પછી ખુશી પ્રગટ કરી. પોતાને ત્યાં આવવા એણે આગ્રહ કર્યો. જવાને ઉત્સુક તો હતી જ. ઝાઝી માનમાં ન રહી. એ જ મિનિટે નીકળી પડી. એણે ઠીક આવકાર આપ્યો. 'મનુભાઈ સંતાઈ ગયા?' મારાથી પુછાઈ ગયું. 'કેમ, તમને કંકોતરી પણ નથી મળી કે શું? લો, ત્યારે હું વધાઈ કહું, વીણાબેન સાથે કાલે રાત્રે જ તેઓ જોડાઈ ગયા.' સૂર્યકાન્તે કહ્યું. મારા અભિમાન ઉપર સખત ફટકો પડ્યો.

'ત્યારે તો એક મારી સાથે એ ગોઠવણ નહોતો કરતો, બીજે પણ તૈયારી રાખી હતી.' મનમાં ને મનમાં હું બળી જવા લાગી. 'ને સુરેન્દ્ર!' હોઠ દાબીને મેં પૂછ્યું. 'ઠીક ફાવી ગયો એ. અરજી સાથે જ બેંકમાં નોકરી મળી ગઈ અને–' સૂર્યકાન્તે કહ્યું, 'અને શું?' 'કેમ બનવા પામ્યું તે તો કોણ જાણે, પણ એની જ્ઞાતિની કોઈ અજાણી છોકરી સાથે લગ્નનું નક્કી થઈ ગયું : નાતનું કામ તો એવું ને કે, સારો ભણેલો હોય, સારી નોકરી હોય એટલે ઝડપાયો. પણ છોકરીનાં માબાપ પૈસાદાર છે, ખાસ અફસોસ કરવા જેવું નથી.' 'ઠીક ભાઈ, આયે એક બલિહારી જ ને! આટલું ભણ્યો અને હવે નાતની જંગલી રીતે લગ્ન કરવાનો.' મારાથી તિરસ્કાર વ્યક્ત થઈ ગયો.

'અને તું હવે?' મેં હસીને પૂછ્યું. એનો એણે એના સ્વભાવ મુજબ જ મસ્ત જવાબ આપ્યો, 'જો જીમેં આયગા વો!' મને શાંતિ થઈ. લાગ્યું કે, ભલે બધા ગયા, પણ સૂર્યકાન્ત તો છે જ–મસ્ત અને કલાનો દીવાનો. એની સાથે રહીને ચિત્રના આદર્શને પહોંચી શકાશે. એમ વિચારીને નિરાંતનો શ્વાસ લીધો ને આરામખુરસીમાં પગ લાંબા કરીને ટેસથી હું બેઠી. બેઠાં બેઠાં સહજ રીતે સૂર્યકાન્તની રૂમમાં મેં નજર નાખી. કાગળિયાં આમ તેમ ઊડતાં હતાં. રંગ મેળવવાનું પાટિયું, કલર-બોક્સ, રંગ લૂછવાનાં ચીથરાં–બધું અસ્તવ્યસ્ત પડયું હતું. એક ટેબલ ઉપર પ્રાઇમસ પડયો હતો. પાસે ચા પીધા પછીનાં સાફ કર્યા વિનાનાં કપ–રકાબી પડયાં હતાં તેના પર માખીઓ બણબણતી હતી. અર્ધી પીને ફેંકી દીધેલી સિગારેટો અને રાખ આમ તેમ પડી હતી. બધું બહુ ગંદું લાગતું હતું.

'આવું કેમ રાખે છે?' મેં કહ્યું. એણે હસીને કહ્યું, 'આપણને એ કયાંથી ફાવે? તું આવતી જા અને મદદ કરતી રહે. આપણે સાથે ચિત્ર કરીશું. બહાર સિનરીના અભ્યાસ માટે જઈશું.' મને એ બહુ ગમ્યું. કાયક્રમ નક્કી કરીને આનંદિત ચહેરે હું ઘેર આવી. પિતાજીને લખી

નાખ્યું કે એક મહિનો હાલ હું અહીં જ રહીશ. પિતાજીએ ખાસ વાંધો ન લીધો, પરંતુ બા નાખુશ થયાં છે અને મારે લગ્નનું હવે જલદી વિચારવું જોઈએ, આ રીતે રખડી–રખડીને વર્ષો ન વિતાવવાં જોઈએ એવું આડકતરું સૂચન કર્યું. પરંતુ મેં એ પત્રને હસી કાઢ્યો ને ખુશ-મિજાજથી મારે કામે ચડી. સૂર્યકાન્ત કુશળ ચિત્રકાર હતો એની કોઈ ના પાડી શકે એમ ન હતું. એની મદદથી મારું ગાડું ઠીક આગળ ચાલતું હતું, પરંતુ મારા હમેશના આરામપ્રિય સ્વભાવને અંગે પરિશ્રમ મને પસંદ ન હતો અને તેથી કામને વેગ મળતો ન હતો, છતાં એકંદર કામ ઠીક થતું અને સૂર્યકાન્તના મસ્ત સ્વભાવથી મારું દિલ ભર્યું ભર્યું રહેતું.

આજે પિતાજીનો પત્ર છે. મને ઘેર આવી જવા માટે દબાણ કર્યું છે. જે પિતા મારી ઇચ્છા વિરુદ્ધ કદી કાંઈ ન કરે, એમને પણ હવે મારી રીતભાત સ્વચ્છંદી લાગે છે. એનું કારણ તો કદાચ હું સૂર્યકાન્ત સાથે ઘણો સમય રહું છું એ વિષે છગનકાકાએ લખ્યું હશે એ જ હશે. પરંતુ સાથોસાથ બાની સ્થિતિનું પણ વર્ણન કર્યું છે. તેઓ રોજ રડે છે, ગુસ્સે થાય છે અને હું એમની આબરૂ ગુમાવવા બેઠી છું એમ તેમને લાગે છે. પણ હું શું કરું? મને કાંઈ સૂઝતું નથી. એમણે સૂચવેલ કોઈ વ્યક્તિ યોગ્ય લાગતી નથી–મેં નક્કી કરેલ આદર્શ પણ જાણે દૂર દૂર સરી જતો હોય એમ લાગે છે. કોઈ રસ્તો દેખાતો નથી. લગ્ન કરવાનું તો છે, પણ ક્યાં? મને સમજી શકે તેવો કોણ છે? હું જાણું છું કે હું માતાપિતાને મુશ્કેલીમાં મૂકી રહી છું, પણ ઉપાય શો? શો જવાબ દઉં? ચાલ, સૂર્યકાન્ત પાસે જ જાઉં. લાગે છે કે એ આવી બધી બાબતો માટે બેપરવા હોય. એને તો લગ્નની જાણે કદી જરૂર પડવાની જ નથી. છતાંય એની પાસે જાઉં તો ખરી, મન જરા હળવું થશે. જાઉં, પૂછું ને ચર્ચા કર્યા પછી પિતાજીને જવાબ લખું.

*

સૂર્યકાન્ત રૂમની ચાવી બહાર ખીંટીએ જ રાખતો, જેથી આવ-

નારને પોતાની ગેરહાજરીમાં પાછું જવું ન પડે–એમાંય ખાસ મારે માટે જ જાણે એ સગવડ રખાઈ હતી. હું ગઈ ત્યારે સૂર્યકાન્ત બહાર ગયેલો. તાળું ખોલી અંદર ગઈ તો સવારની ટપાલમાં આવેલો એક પત્ર પડ્યો હતો. અમે મિત્રો હતાં એટલે ટપાલ ફોડવાનો તો વાંધો હતો જ નહિ–ખોલીને વાંચતાં જ હું થંભી ગઈ. મારા હોઠ થરથર કાંપવા લાગ્યા. આ શું ? સૂર્યકાન્ત દંભી ? ઢોળી ? ન હોઈ શકે. ખાતરી કરવા ફરી મેં પત્ર વાંચી જોયો. મને ખાતરી થઈ કે સૂર્યકાન્ત મહાદંભી હતો. એનામાં ચિત્રકારની બુદ્ધિ હતી પણ હાર્દ નહોતું. એ પત્ર એના પિતાનો હતો. અંદર હતું કે, 'ભાઈશ્રી, તમે લખો છો, પરંતુ એવી સુધરેલી છોકરી આપણે ઘેર પોષાય નહિ અને શોભે પણ નહિ. અને ભાઈ, તમે શું ઘરડે ઘડપણ મારી આબરૂ ધૂળ મેળવવા માગો છો ? તમને પસંદ નહોતું છતાં અમે તમારું લગ્ન કર્યું એ વાત સાચી, પણ તમે એ વખતે નાસી ગયા હોત તો તમને કાંકું પકડીને કોણ બેસાડત ? અમારે તો અમારી આબરૂ સાચવવા બધું કરવું પડે છે. અને તમને પરણાવ્યા એમાં કેટલું ખર્ચ કર્યું ? એ તો બધું નકામું જ ગયું ને ? તમે માનો છો એવી ચંપા ગામડાની ભોથણ નથી. તમારી બા માંદી રહ્યા કરે છે તેથી આખા ઘરનો ભાર તો હમણાં એ જ ઉપાડે છે. અમને તો આ વહુથી સંતોષ છે, ને તમે પણ અહીં આવીને એમનાથી સંતોષ મેળવો એવી તમને હું બાપ ઊઠીને વિનંતિ કરું છું. મારા ધોળામાં ધૂળ ન નાખો. તમારી બાની દવામાં કેટલુંક ખર્ચ થયું છે માટે તમને હમણાં ખરચી મોકલી નહિ શકું. હવે તમે મોટા થયા છો, ભણ્યા–ગણ્યા છો, તો તમારે જ અમારો ભાર ઉપાડી લેવો જોઈએ. છેવટ મારી ઘરડાની વાત ધ્યાનમાં લઈને તમારો એ સુધરેલીને પરણવાનો તરંગ છોડી દેશો ને ભગવાને દીધેલી ચંપા સામે નજર કરશો તો ભગવાન રાજી રહેશે ને સૌ સુખી થશે.' મારા તો કાનમાં જાણે તમરાં બોલી ગયાં, જાણે કોઈએ લમણા પર જોરથી તમાચો માર્યો. હું તો ત્યાં ને ત્યાં કાગળ ફેંકીને ભાગી. બારણાને તાળું મારવું પણ ભૂલી ગઈ. ગઈ સીધી મરીન-

લાઈન્સની પાળે. અંધારું થતાં સુધી બેસી રહી. થયું કે આપઘાત કરું. દુનિયા આવા દંભી માણસોથી જ ભરી છે. મારે કોઈનું કામ નથી. મારે જીવવું નથી. મારે ચિત્રકાર થવું નથી. મારે પરણવું નથી. મારે કાંઈ કરવું નથી. પણ હું મરી જઈશ તેથી શું? અત્યાર સુધી મેં પિતાજીનું ન સાંભળ્યું, બાને તો ગણકાર્યાં જ નહિ, છતાંય એ લોકોએ મને પોષી. હું કેવી નમાલી? કોઈને સંતોષ ન આપી શકી—મારી પોતાની જાતને પણ ન સંતોષી શકી. મરી જ જાઉં—પણ મરી જઈશ તેથી શું? આ દુનિયામાં હવે કશો માર્ગ દેખાતો નથી. પરંતુ પિતાજી? એમને મારા પર કેટલો પ્રેમ છે! કેવો અસીમ પ્રેમ! કેવો નિઃસ્વાર્થ પ્રેમ! તેઓ જાણતા હતા—સમજતા હતા—કે એમની ઇચ્છા પ્રમાણે હું કશું કરતી નથી ને કરવાની નથી—એમના ઉપયોગમાં આવવાની નથી, છતાં સતત એકધારો પ્રેમ એ પિતાએ જાળવી રાખ્યો. અને મનુ? સુરેન્દ્ર? સૂર્યકાન્ત? મનુએ જરૂર હતી એટલો સમય મિત્રતા બતાવી. સુરેન્દ્ર તો સુરેન્દ્ર જ—એના તરફથી તો કાંઈ આશા રાખવી જ ખોટી. અને સૂર્યકાન્ત? નર્યો દંભ, નર્યો સ્વાર્થ-એ સિવાય કશું નહિ. ને ઉષા? એ સ્નેહ ન રાખી શકી એમાં એનો બીચારીનો શો વાંક? એને સાસરું જ એવું મળ્યું કે એના દુઃખમાં એ બીજાને ન સંભારી શકે. બસ. નજર ફેરવું છું—પૃથ્વીનાં પડેપડ ઊંચાં કરીને જોઉં છું—તો પિતાજી સિવાય કોઈ એવું દેખાતું નથી, જેનો પ્રેમ બિનસ્વાર્થી અને અવિરત રહ્યો હોય. બસ, જઈને એ પિતાને ચરણે માથું મૂકી દઉં, એની સેવા કરી જીવન કૃતાર્થ માનું, એ કહે એમ કરું. બસ, એમને માટે જ જીવન જીવતી હોઉં એમ જીવી જાઉં. અને જો એ પરણવાનું કહેશે તો?......તોયે કાંઈ વાંધો નહિ. કહીશ કે, મારે પસંદગીનું હવે નથી. મેં મારા ઘરમાં ને આજુબાજુમાં જૂની દુનિયા જોઈ હતી. એના દર્શન માત્રથી હું ત્રાસી ગયેલી ને નવી દુનિયાનો મને મોહ લાગ્યો હતો. એ પણ હવે મેં ધરાઈને જોઈ લીધો. જૂની કે નવી એકેય દુનિયા તરફ હવે મને મોહ—મમતા નથી. મારે માટે બધુંય સરખું છે. હું નવી દુનિયાનું ફરજંદ છું, પણ મારામાં

કોઈ પણ પ્રકારની તેજસ્વી કે કલ્યાણકારી નવીનતા નથી. હું જોઈ શકી છું કે નવી દુનિયાનાં લોકોનાં વસ્ત્રો જ માત્ર નવાં છે—ખોળિયાં ને પ્રાણ બંને એનાં એ જ છે.

આમ જ છે તો પિતાને કેમ સુખ–સંતોષ ન આપું? એમના જ સાંનિધ્યમાં શા માટે ન રહું? ને એ પરણવાનું કહેશે તો? મન મૂંઝાય છે ને દિલ ધ્રૂજી ઊઠે છે...પણ પરણી જઈશ. બીજું શું થાય? જો જીવવું હોય, ભલે પિતાના પ્રેમની ખાતર કે મારા દિલની નબળાઈને કારણે, પણ જીવવું જ હોય તો બીજું શું થઈ શકે? હું એકલી તો કેમ રહી શકું? પિતા કહેશે તો પરણી જઈશ—કેવળ એમની આજ્ઞા ખાતર જ. હું કહીશ કે મને લગ્નનો કે મૈત્રીનો મોહ નથી રહ્યો. મારે ઢાંકણુ જોઈએ છે. તમે એ ન બની શકો તો ગમે તે શોધી આપો. મારા કરતાં તમારી શોધ ઊતરતી નહિ હોય એવો મને વિશ્વાસ છે. બંને દુનિયાનું, ભલે આછેરું પણ એક સાથે જ, તમે દર્શન કર્યું છે—હું માત્ર નવી દુનિયામાં જ ઘેલી બની હતી.

# પ્રમીલાનાં બાળકો

ઓસરીમાં રમતા મોટીબેનના બાબાને જ્યારે બાપુજી મોટરમાં ફરવા તેડી ગયા ત્યારે એબી આંખો ફાડીને એ બાજુ જોઈ જ રહી. ઘર-ઘર રમતાં અને બિસ્કિટનાં ખોટેખોટાં શિખંડ-પૂરી પીરસતાં તેના હાથ થંભી ગયા.

"કેમ, શું જોઈ રહી છે? ઘર-ઘર રમે છે? મને રમવા દઈશ?" કહેતી એની માસી પ્રમીલા નાની સુશીને હેતથી બોલાવતી બહાર આવી.

"એં એં એં, ભાનુભાઈને બાપુજી મોતલમાં ફલવા તેલી ગયા... અમને નો લઈ ગ્યા...એં એં..."

"અરે, એમાં રડવા શું બેઠી? હું તને મોટરમાં લઈ જઈશ. ઠે. .ઠ દરિયે લઈ જઈશ. બાપુજી તો ભાનુને બજારમાં ફેરવીને પાછો લઈ આવશે, ત્યાં શું જવું હતું?" કહી પ્રમીલા સુશીને પંપાળીને છાની રાખવા લાગી, પણ એને મનમાં બાપુજી ઉપર ગુસ્સો આવ્યો—શા માટે બાપુજી ભાનુ અને સુશીમાં જુદાઈ રાખતા હશે? છે તો બંને એમની દીકરીનાં જ છોકરાં ને? આવાં નિર્દોષ બાળકોમાં ભેદ રાખવાથી શું લાભ થઈ જવાનો છે? શી ખબર—જૂના જમાનાના માણસોનાં મનમાં પેસી જ ગયું છે કે છોકરા એટલે લાડકા ને છોકરી એટલે વેઠ...! બાપુજીને તો અનુભવ છે તોયે સમજતા નથી. સાત વર્ષ સુધી મોટાભાઈને ભણાવવા પાછળ પૈસા ખર્ચ્યા અને એમને મોં–માગ્યાં લાડ લડાવ્યાં પરંતુ મોટીબેનની ને બીજી બહેનોના વિકાસની કાળજી સુદ્ધાં ન કરી, પણ અત્યારે માંદે–સાજે એમનું કોણ કરે છે? મોટાભાઈ તો ઘર જુદું કરી લહેર કરે છે—સામું જોતા પણ નથી, તોયે બસ, 'દીકરા જોઈએ' 'દીકરા જોઈએ' એ જ લત!!

"માછીબા, મોતલમાં તેલી જાવ ને!" વિચારમાં પડી ગયેલ પ્રમીલાને સુશીએ પોતાની માગણીની ફરી યાદ દેવડાવી વિચારનિદ્રામાંથી જગાડી. પ્રમીલા તેને હાથ–મોં ધોવા તેડી ગઈ.

*

"મોટાભાઈ, તમે ગુણીને કેમ રોજ સાંજે ફરવા લઈ જતા નથી? જસુને જો લઈ જ જાઓ છો તો ગુણી શું ભારે પડે છે? ગુણીને એકલીને જ માટે જો તમારે કાંઈ કરવું પડતું હોય તો ઠીક, પણ જસુની સાથે લઈ જવાનુંયે તમારાથી ન થાય? તમે આમ તો મોટા ડૉક્ટર સાહેબ, સુધારક, ને છોકરા–છોકરીના ઉછેરમાં ભેદ રાખો?" સાંજે મોટાભાઈને ઘેર મળવા જતાં પ્રમીલાએ ઉપરની ચર્ચા ઉઠાવી. ત્યાં અંદરથી ચંપાભાભી બૂમ પાડતાં આવી ચડ્યાં, "હા, હા, નણંદબા!

ોકરીઓને વળી લાડ શાં? બાપુજી કેવાક બધી બેનોને લઈ જતા હતા, ી અહીં તમારા ભાઈ સાથે ચર્ચા કરવા આવ્યાં છો? છોકરીઓ તો ારમાં જ સારી, એમ રખડાવવી ન પાલવે."

"પણ એમાં રખડવાનું ક્યાં છે? જ્યાં મારા મોટાભાઈ જાય મને જસુને લઈ જાય ત્યાં ગુણીનેય સાથે લેતા જાય તો બીચારી રાજી ાય ને! એને થાય ને કે મોટાભાઈ મને કેવું હેત કરે છે! એને જસુ ત્યે પણ પ્રેમ આવે. બંને ભાઈબેન સાથે હરે-ફરે તો બંનેનો પ્રેમ વધે. ા તો ગુણીને કેટલું લાગી આવે?"

"એમાં લાગવાનું શું હતું? છોકરી એટલે છોકરી, એને વળી લાગવું' શું ને 'ન લાગવું' શું?"

"એ તો આગળ ઉપર ખબર પડશે. હવેની છોકરી આવા ભેદ હન ન કરે, હો ભાભી સાહેબ!"

"ખબર પડવાની હશે એ પડશે. સંસારમાં ચાલ્યું આવે છે એમ ીએ છીએ, એથી ઊંધું તો નથી કરતાં ને? એ તો અમે જોશું તમે ાંક..."

પ્રમીલા હજુ કુમારિકા હતી. એ આ ટકોરથી શરમ પામી વાત ા કરીને ધૂંધવાતી ચાલી ગઈ.

પ્રમીલા હરખચંદ શેઠની સૌથી નાની પુત્રી હતી એટલે ઠીક ડમાં ઊછરી હતી. એની મોટી બહેનોને વિકાસના માર્ગો કશા મળ્યા હતા, પરંતુ પ્રમીલાને નાની હોવાને કારણે એ બધા લાભ મળેલા. ાઈનું વાતાવરણ, મોટા કુટુંબની લાડકી દીકરી, એટલે બોલવામાં જબરી ી. મેટ્રિકમાં હતી એટલે નવા જમાનાનો રંગ પણ એને લાગેલો.

છોકરાઓ સાથે ભણવું, સ્ત્રીઓના હક્ક વિષે ચર્ચા કરવી, સ્કૂલનાં ા સાથે હરવા-ફરવા જવું—એ બધાંમાંથી બોલવાની સારી એવી છૂટ આવી હતી. એની રહેણીકરણી સુધરેલા સમાજને અનુરૂપ જ હતી.

નત-નવાં એરિંગ, બંગડીઓ અને સાડીઓ પહેરી સ્કૂલમાં વટ પાડવાનો એને શોખ હતો. છોકરી–છોકરાના ઉછેરના ભેદના રિવાજ તરફ એને સખત તિરસ્કાર હતો. એ રિવાજને અનુસરીને એની મોટી બહેનોના વિકાસના માર્ગો રૂંધાયા હતા અને ભાઈને છાપરે ચડાવવામાં આવ્યો હતો, એટલે એ તરફનું વલણ એના મનમાં ચોક્કસ થઈ ગયું હતું. પોતે નાની હતી ત્યારના પ્રસંગો યાદ કરતી તો એને કંઈ ને કંઈ થઈ જતું. ભાઈ ગમે એટલો મોડો આવે તોયે એ વખતે બા ગરમાગરમ રોટલી કરીને એને ખવડાવે. કાંઈક સારી ચીજ કરી હોય, ભાઈને એ ચીજની દરકાર પણ ન હોય, તોયે બા બહેનોને ઓછી ઓછી આપી ભાઈ માટે સાચવી રાખે. ભાઈ નાસ્તો કરતો હોય ત્યારે જો પ્રમીલા જઈ ચડે ને ખાવાનું માગે તો બા તાડૂકે–"બીચારો હજુ નિશાળેથી ચાલ્યો આવે છે, એને ખાવા તો દે! તું તો આખો દિ' ખા–ખા કર તોયે ધરવ નહિ!" આવું આવું કેટલુંયે અનુભવેલું ને જોયેલું યાદ આવતું ત્યારે એને થતું કે મેં કેમ એ બધું સહન કર્યું? મારી જીભ એ વખતે ક્યાં ગઈ હશે? પરંતુ થયું ન થયું થનાર નથી એમ સમજી .હવે બરાબર સામનાથી રહેવું એમ એ નક્કી કરી લેતી ને એ પ્રમાણે જ વર્તતી. બા–બાપુજી કે મોટાભાઈ પણ હવે તો એનાથી ડરતાં રહેતાં ને એની હાજરીને માન આપી એ વખતે તો ભેદ પાડતાં ખચકાતાં. એના કુટુંબમાં પણ એના સ્વભાવની ખબર પડી ગઈ હતી એટલે લગભગ બધાં સગાંઓ એની હાજરીમાં પોતે છોકરીઓને સારું માન આપે છે એમ દેખાડીને પોતાને સારાં કહેવડાવતાં. પ્રમીલાને એવાં સમભાવી કુટુંબોના દાખલા આપી બીજે ચર્ચા કરવાનો શોખ હતો એટલે ઘણાં પોતાની પ્રશંસાને લોભે પણ ઘરની રીતિમાં ફેરફાર કરતાં.

૨

એ પ્રમીલા પરણી.

એનું લગ્ન પણ એની ઇચ્છા પ્રમાણે જ થયેલું—સૂચન માતા-પિતાનું હતું પરંતુ છેવટનો નિર્ણય એણે જ કરેલો. એના પતિએ એલ. એલ. બી.નો અભ્યાસ કરીને તુરતમાં જ પ્રેક્ટિસ શરૂ કરી હતી. સારી લાગવગને લીધે એનું કામ શરૂઆતથી જ સારું ચાલવા માંડ્યું હતું, એટલે પ્રમીલાએ નાનપણમાં ભોગવેલ લાડ અહીં પણ પૂરાં થતાં. એના મોજશોખને કે એના સ્વતંત્ર સ્વભાવને અહીં કશી જ અડચણ આવી નહિ, ને એ છૂટથી સોસાયટીમાં ફરવા લાગી. ચંદ્રકાન્ત પણ એના સ્વતંત્ર સ્વભાવને ઉત્તેજન આપતો, ને આમ એ બંને પ્રેમથી રહેતાં. પરંતુ ત્યાંયે થોડા સમય પછી એના જીવને ચેન ન પડ્યું. ત્યાં એની નજર સામે એ કાળમુખી અસમાનતા આવીને ઊભી રહી. એની બાલમિત્ર ઉષા હમણાં જ પરણીને સાસરે આવેલી. પ્રમીલા એને ઘણી વાર ટેલિફોન કરીને બોલાવતી તો, એનો વર થોડી વાર પછી આવવાનો છે એટલે, કે એના દિયરોને હમણાં સ્કૂલે જવાનું છે એટલે જમાડવાની વ્યવસ્થા કરવાની છે, અગર તો બધા બહાર ગયા છે એટલે નીકળી શકાય એમ નથી—એવા જવાબ મળતા. એને થયું, દિયરોને રસોઈયો જમાડનાર છે તો ઉષાએ શા માટે ખડે પગે રહેવું જોઈએ? એનો પતિ તો હમણાંયે આવે ને ચાર કલાક પછી પણ આવે—એ માટે એણે ઘરની બહાર જ ન નીકળવું? ને સૌ બહાર જાય ત્યારે પણ એણે ઘરમાં જ રહેવું? ત્યારે એણે બહાર નીકળવું ક્યારે? પરંતુ ઉષામાં જ કાંઈ દમ નથી, નહિ તો દબાઈને શા માટે રહે? જુઓને, મારી પાડોશણ પ્રભા પણ બીચારી દબાઈ ગઈ છે ને! એના સસરા ઘરમાં હોય ત્યારે એ કોઈ સાથે હસીને વાત પણ ન કરી શકે! બહાર જવું હોય તોયે સૌની સગવડ સાચવીને અમુક મુકરર સમયે જ નીકળી શકાય. એની મરજી મુજબ તો કશું જ ન થઈ શકે. એનો વર હાલતાં ને ચાલતાં બહારગામ ચાલ્યો જાય છે. હું પૂછું છું કે તું સાથે કેમ નથી જતી, તો બીચારી કહે કે, એમને તો કામને અંગે જવું પડે, ત્યાં આપણે ક્યાં જઈએ? પણ એને એમ નથી થતું કે કામને અંગે જ જો એ બહાર જાય છે

તો વિના કામે માત્ર ફરવા તો કદીયે નહિ જવાનો. તો પછી કામને અંગે જતી વખતે એને સાથે લઈ જવામાં પેલાને શો વાંધો હશે? કામ કરવા જતી વખતે સ્ત્રીને સાથે લઈ જશે તો સૌ એને કહેશે કે ત્યાં સ્ત્રીનું શું કામ છે? બધે સ્ત્રીને ફેરવવાની હોય? કામ તો હજાર હોય, ત્યાં બધેય સ્ત્રીને શા માટે ફેરવવી જોઈએ? વળી બા-બાપુજી પણ કહે કે એમ વારે વારે જ્યાં જઈએ ત્યાં સ્ત્રીને શા માટે સાથે લઈ જવી? આવા વિચારથી એનો વર એને નથી લઈ જતો! એ પણ સમજતી નથી, અગર તો સમજે છે તો કહેતી નથી. આવી રીતે બધી સ્ત્રીઓ સગવડને નામે પુરુષોને માર્ગ કરી આપે છે અને પુરુષો એ માર્ગનો લહેરથી લાભ ઉઠાવે છે. આવા આવા દાખલાથી પ્રમીલાને થતું કે પોતે એવું એક મંડળ ઊભું કરે કે જ્યાં સ્ત્રીઓની પોતાના વ્યક્તિત્વ માટેની આંખ ખૂલે. ને એણે પોતાની ઇચ્છા પૂરી કરી. એ બે-ત્રણ મંડળોની મુલાકાત લઈ આવી, આગળપડતી છોકરીઓને પોતાને ઘેર આમંત્રણ દઈ આવી ને એ સભામાં આ ચર્ચા ઉખેળી. સ્કૂલોમાં ને કૉલેજોમાં પણ એણે છોકરા-છોકરીઓના ભેદ અને એમાંથી જન્મતી સ્ત્રી-પુરુષની અસમાનતાની ચર્ચાને વહેતી મૂકી. તે દર રવિવારે પોતાને ઘેર સ્ત્રી-મંડળ બોલાવવા લાગી ને કઈ રીતે સ્ત્રીઓમાં સમાનતાની ભાવના જાગ્રત કરવી તેની ચર્ચાઓ ગોઠવવા લાગી. ચંદ્રકાન્ત સુધારક વિચારનો હતો એટલે એ પણ પ્રમીલાના આ કાર્યમાં ભાગ લેતો ને પ્રમીલાને મદદ કરતો. આમ એ બંનેનું જીવન કાર્યમય અને પ્રેમમય ચાલ્યે જતું.

## ૩

પ્રમીલા સગર્ભા થઈ અને બંનેના આનંદની અવધિ આવી. પોતે માતા બનશે એટલે એક આદર્શ માતાનો દાખલો સમાજમાં બેસાડશે એ વિચારે પ્રમીલાના દિવસો ઉલ્લાસમાં પસાર થતા હતા. ચંદ્રકાન્ત પણ એને પિતા તરીકેની મળનાર નવી પદવી માટે રાચતો.

પોતે પોતાના બાળકનો ઉછેર કઈ રીતે કરશે એ ચર્ચામાં બંનેના કલાકો નીકળી જતા અને દિવસો પસાર થતા. ચંદ્રકાન્ત ઘણી વાર પ્રમીલાને ચીડવતો કે એને બેબી જ આવશે અને પ્રમીલા પણ સામેથી રોફથી કહેતી કે, "મારે બાબો જોઈએ જ નહિ, હું છોકરીઓનું જ મહત્ત્વ વધારવા માગું છું ને છોકરીની જ ઇચ્છા રાખું છું." પણ આ મશ્કરીનું જેમ જેમ પુનરાવર્તન થતું ગયું તેમ તેમ એ ન જાણે તેમ તેના એ જવાબમાંથી જોર ઘટતું ગયું. એ ચંદ્રકાન્ત સમજી ગયો હતો અને તેથી જ એને ચીડવવા વારંવાર 'બેબી જ આવવાની છે' એમ કહ્યા કરતો.

એક દિવસ ચંદ્રકાન્ત ને પ્રમીલા બંને ઉષાને ઘેર ગયેલાં. ઉષાનો ૪–૫ મહિનાનો રાભડા જેવો બાબો જોઈને પ્રમીલા ખુશ ખુશ થઈ ગઈ ને ગાંડા જેવી બનીને એને રમાડવા લાગી, એટલે ઉષા બોલી ઊઠી: "ધીરજ ધર, તને થોડા સમયમાં જ એવો બાબો મળી રહેશે" ને એ વખતે કોણ જાણે, પ્રમીલાને અંતરમાં ક્યાંકથી શાંતિ મળી ગઈ હોય એમ લાગ્યું. એ ઉષાના બાબાને જોઈ જ રહી ને વિચારવા લાગી, 'કેવો સુંદર છે! આંખો કેવી સારી છે! કેવા વાંકડિયા વાળ છે! હું મારા બાબાને આવો લઠ્ઠમ્ જ રાખીશ. દૂધ ને મોસંબીનો રસ પિવડાવી–પિવડાવીને ટમાટા જેવો લાલચોળ બનાવીશ."

"હા...હા...હા...શું જોઈ રહી છે? તારે કાંઈ બાબો નથી આવવાનો–બેબી જ આવવાની છે, કેમ ઉષાબેન! પ્રમીલા છોકરીઓની હિમાયત કરે છે એટલે એને તો છોકરી જ આવે ને!" ચંદ્રકાન્તે સ્વપ્નમાં વિહરતી પ્રમીલાને મશ્કરી કરીને જગાડી દીધી. પ્રમીલા પણ એકદમ ભાનમાં આવી ગઈ ને બાબાને ઉષાના હાથમાં આપી દઈ ખુરસીએ જઈ બેઠી. પરંતુ તે દિવસે ઘેર જતાં સુધી 'ના ના, બાબાને શું કરવો છે, બેબી જ જોઈએ! હું, પ્રમીલા, બાબા ને બેબીમાં ભેદ શા માટે ગણું? પણ...બાબો નામ કેવું લાગે છે–જાણે મોઢું ભરાઈ જાય!' પ્રમીલાનું મન અજાણપણે વિહરતું હતું.

પછી તો એ જાણ્યે–અજાણ્યે બાબાના વિચાર કરવા લાગી. કોઈ ચિત્રમાં છોકરાનું ચિત્ર સારું હોય તો ધારી ધારીને જુએ. એનું નાક કેવું છે, આંખ કેવી છે, હોઠ જાડા છે કે પાતળા; ક્યાંક ફરવા ગઈ હોય ને છોકરાઓ રમતા હોય તો નિરીક્ષણ કરે કે કયો છોકરો સૌથી સુંદર છે, સુંદરતામાં કોણ ચઢે છે, શરીરમાં કોણ ચઢે છે? ને પછી પોતાના બાબામાં શું શું હોવું જોઈએ એની કલ્પના કરે–બધા છોકરાઓમાંથી સુંદરતા અને ગુણોનું નવનીત નીકળીને જાણે એ નવનીતનો જ એનો બાબો આવવાનો હોય નહિ, એવી કલ્પના એ બાંધી બેઠી હતી. કદીક અતિ ઉત્સાહમાં આવી જઈ ચંદ્રકાન્તને કહેવા પણ લાગી જતી કે ત્યારપછી પોતે અમુક સમય એની પાછળ ગાળશે ને ચંદ્રકાન્તે પણ એને મદદ કરવી પડશે. પણ ચંદ્રકાન્ત એની મશ્કરી કરતે કરતે એના વિચારોનું ભાન એને કરાવતો.

આ દિવસો અને મહિનાઓ વીતી ગયા. ધીરે ધીરે પ્રમીલાની પુત્રેચ્છા પણ બળવાન બની. પરંતુ એ કોઈને કહેતી નહિ, કારણ કે એમ કહેવું એ એના અત્યાર સુધીના કથન વિરુદ્ધ હતું. છેવટનો દિવસ આવી લાગ્યો. મુંબઈની સારામાં સારી હોસ્પિટલમાં પ્રસૂતિ માટેની ગોઠવણ ચંદ્રકાન્ત કરી આવ્યો અને પ્રમીલાને ત્યાં તેડી ગયો. એ આખો દિવસ પ્રમીલાની તબિયત ખરાબ રહી એટલે ચંદ્રકાન્ત એની પાસે જ રહ્યો. સાંજે ઘેર ગયો ત્યાં જલદી પાછા આવવાનો ટેલિફોન આવ્યો. તુરત એ હોસ્પિટલે દોડી આવ્યો. ડૉકટર અને બે–ચાર નર્સ ત્યાં હાજર હતાં. ચંદ્રકાન્ત પણ ત્યાં જ રહ્યો. થોડી ગંભીર પળો વીતી ને બાળકનો જન્મ થયો. પ્રમીલા બેભાનપણે પણ કાન આ તરફ માંડી રહી હતી. ત્યાં નર્સ બોલી ઊઠી: “ મિ. ચંદ્રકાન્ત ! અભિનંદન ! લક્ષ્મી ! ” પ્રમીલાએ આંખ બંધ કરી દીધી. આછી વિષાદની રેખા એના મોં પર છવાઈ ગઈ. એને દીકરી જન્મી.

૪

બેબી સુંદર હતી, બાબાને ભુલાવે એવી હતી, પ્રમીલાનું હૃદય

એના ઉપર ઢળી પડયું. બેબીનું નામ એણે સુધા રાખ્યું. પ્રમીલા અને ચંદ્રકાન્તનાં જીવનની એ જીવનસુધા જ હતી ને! પ્રમીલાએ અત્યાર સુધી જોયેલા અને અનુભવેલા રિવાજને તદ્દન તિલાંજલિ આપી બેબીને ખૂબ હેતથી અને લાડથી ઉછેરવા માંડી. કઈ રીતે બેબીનું શરીર હૃષ્ટપુષ્ટ રહે, કઈ રીતે એની સુંદરતામાં વધારો થાય, એ જ પ્રમીલાના હમેશના વિચારનો વિષય હતો. ઘરમાં જ એણે મોંટેસોરીનાં સાધનો વસાવ્યાં અને બાળપણથી જ શિક્ષણ દેવા લાગી. નવી નવી ડિઝાઈનનાં ફ્રોક પણ સુધા માટે એ હાથે જ સીવતી. રોજ સાંજે પોતે જ એને ફરવા લઈ જતી. દિવસના એક–બે કલાક માળાનાં બાળકોને ભેગાં કરી સુધાને એ સૌની સાથે રમાડતી. આ રીતે બેબીના જીવનમાં એણે પોતાનું જીવન ઓતપ્રોત કરી દીધું.

બેબી જ્યારે ચાર વર્ષની થઈ ત્યારે પ્રમીલા ફરી સગર્ભા થઈ. એકદમ એને થયું–'બેબી કે બાબો?'

પરંતુ બેબીના ઉછેરમાં એને લીધે કાંઈ ફેર ન પડયો. પણ એને લાગ્યા કરતું કે આ વખતે બાબો જ આવશે. અને બુદ્ધિએ પણ દલીલ કરી કે બસ આમ જ હોવું જોઈએ–એક છોકરો ને એક છોકરી, ભાઈબેનની જોડી બરાબર થાય. બંને એકબીજાના વિકાસમાં પણ પૂરક થાય ને હું પણ બંનેમાં ભેદ ન રાખવા છતાં બંનેને સારી રીતે ઉછેરી શકાય છે એનો દાખલો સમાજ સામે મૂકી શકું. આમ કલ્પનાના આનંદમાં એની સગર્ભાસ્થિતિ પૂરી થઈ અને એની ધારણા મુજબ પુત્રજન્મથી એના આનંદને અવધિ ન રહી.

બંને ભાઈબેનને ખૂબ ઉત્સાહથી અને સંપૂર્ણ કાળજીથી તે મોટાં કરે છે ને દિવસો પસાર થાય છે. સુધા તો હવે મોટી થઈ ગઈ છે એટલે બાબાને રમાડવાનું કામ મોટે ભાગે એ જ કરે છે. બાબાની સાથે આખો વખત રમવામાં અને ફરવામાં સુધાને આનંદ આવે છે.

એમ કરતાં બાબો ચાર વર્ષનો થઈ ગયો, સુધા પણ હવે તો સ્કૂલની વિદ્યાર્થિની બની—ને પ્રમીલાનું સ્વપ્ન લગભગ ખરું પડ્યું.

*

એક વર્ષ પછીની વાત છે.

એક વખત પ્રમીલાની ભાભી કાંઈ કામસર બેસવા આવેલાં ત્યાં સુધાએ આવીને બિસ્કિટ માગ્યાં. સવારે સુધાએ લેસન કરતી વખતે બાબાને ચોપડી ફાડી નાખવા બદલ મારેલો એ બાબતનો ગુસ્સો પ્રમીલાના મનમાં હતો, ત્યાં સુધાએ બાબાના બિસ્કિટની માગણી કરી એટલે એ ગુસ્સો બહાર નીકળી આવ્યો: "અત્યારે નથી, જા, પછી બાબો શું ખાય?" સુધા રડવા જેવી થઈ ચાલી ગઈ ને મળવા આવેલાં ભાભી બોલી ઊઠયાં, "કાં નણંદબા! કહેતાં હતાં ને કે મારે તો છોકરા–છોકરી બંને સરખાં!"

પ્રમીલા નીચું જોઈ ગઈ. ભાભી હસવા લાગી. પ્રમીલાએ તુરત જ સુધાને બોલાવી ખોળામાં બેસાડી અને છાતી સરસી ચાંપી. સામેના ઓરડામાંથી દોડતો દોડતો નાનકડો પ્રફુલ્લ ભાગ પડાવવા આવી પહોંચ્યો. પ્રમીલાએ એને પણ હેતથી પડખે લીધો ને ખોળામાં બેસવાની જગ્યા કરી આપી.

ભાભી આ બધું જોઈ રહી હતી. પ્રમીલાના મોં ઉપર શરમની જગ્યાએ હર્ષની લાલી આવતી હતી. એ બોલી:

'ભાભી! પેલા ડબ્બામાંથી બિસ્કિટ લાવો તો!'

## મુક્ત-પ્રેમ

કેટલીક વ્યક્તિઓનાં જીવન મોટર-બસ જેવાં હોય છે. બસમાં જેમ એક યુવક-યુવતી ચઢે અને ઊતરે એમ કેટલાંક જુવાનોનાં દિલમાં વ્યક્તિઓ પ્રવેશે છે અને બહાર નીકળે છે. મોટર-બસને જેમ વ્યક્તિના ચાલ્યા જવાનો શોક નથી તેમ એવાં યુવક-યુવતીને પણ એનો શોક હોતો નથી. મોટર-બસ જેમ નવી આવનાર વ્યક્તિને તેના હાર્દમાં- એટલે કે તેની બેઠક પર-સારું સ્થાન આપે છે તેમ એવી વ્યક્તિઓ પણ નવી આવનાર વ્યક્તિને પોતાના દિલમાં સમાવી દે છે. કેટલાક જુવાનોને તો એવો શોખ જ હોય છે. લગ્ન એક બંધન છે-જવાબદારી

છે, જ્યારે આ જાતની મિત્રતા જરૂરી સહચાર, જવાબદારીની આફત વિના, પૂરો પાડે છે. એવા એક જુવાનને હું ઓળખું છું.

એમનું નામ છે સુરેશભાઈ. એ એક સારા ગાયક છે. એમના ગળાને એમની સહિયરો સાથે સરખાવે છે. તેઓ પણ પોતાને સાયગલના હરીફ સમજે છે. સાધનસંપન્ન પિતાના પુત્ર એટલે કૉલેજની કેડી એમને સહેજે લાધી ગયેલી. તીક્ષ્ણ બુદ્ધિને આધારે કૉલેજ પસાર કરી દીધેલી ને છેવટ પ્રોફેસરોના અને પ્રિન્સિપાલના પ્રિય માનવી તરીકે એ કૉલેજમાં જગા પણ મેળવી લીધેલી. જગા મળ્યા પછી શું? સુંદર ગાનાર ને મીઠું બોલનારને અને મંદ હસનારને પ્રશંસકોની ખોટ રહે? વિદ્યાર્થીઓને તો પોતાની જ ઉંમરના અધ્યાપક મળે એટલે અભ્યાસમાં વધુ આનંદ આવે. વિદ્યાર્થિનીઓને સાયગલનાં ગીતો સાંભળવા મળે પછી શું જોઈએ? આમ સુરેશભાઈની નોકરી સ્થિર થઈ ગઈ. સુરેશભાઈ એક સફળ પ્રોફેસર ગણાયા. પણ જેવા સફળ એ એમની નોકરીમાં હતા એવા સફળ એમના જીવનમાં પણ હતા એમ કબૂલવાની હું ના પાડું છું.

સુરેશભાઈને સૌથી પહેલી પિછાન અમારી ગુજરાતી મંડળની મંત્રી કમલિની સાથે થઈ. કમલિની ખરે જ કમળ જેવી હતી. એનો રંગ ગોરો હતો. એ શરીરમાં સુદૃઢતાની લાલી ભરી હતી તેથી ફૂલગુલાબી કમળ જેવી એ લાગતી. બોલતી તો જાણે ઘંટડીનો મીઠો રણકાર. અમારું મંડળ દર શનિવારે મળતું. કોઈ ગાતું, કોઈ વ્યાખ્યાન આપતું, કોઈ રમૂજી ટુચકાઓ કહેતું, એમ કલાક–દોઢ કલાકના આનંદ પછી અમે સૌ છૂટાં પડતાં.

એવા એક શનિવારે કમલિની મંડળ એકઠું થયું તે પહેલાં જ 'લેકચર–હૉલ'માં ગયેલી. ગઈ મીટિંગની 'મિનિટ્સ' લખવાની રહી ગઈ હતી તેને તે લખી રહી હતી. ધીરે ધીરે વિદ્યાર્થીઓ આવવા લાગ્યા. સુરેશભાઈ સૌના પ્રિય હતા અને અમારા મંડળને એમના સંગીતનો લાભ અવારનવાર આપતા હતા એટલે તેઓ પણ દર વખતે

મંડળમાં હાજર રહેતા. આજે એ પણ કાંઈક વહેલા આવ્યા. એમણે પાંચેક મિનિટ હૉલમાં આમતેમ આંટા માર્યા. એમની નજર તો દાખલ થતાંની સાથે જ કમલિની પર પડી હતી, પરંતુ ન જોયું હોય એમ કરીને ફરતા ફરતા એ ત્યાં પહોંચ્યા. "ઓહો! તમે આજે કાંઈ વહેલાં આવી ગયાં છો!" આશ્ચર્યથી સુરેશભાઈએ પૂછ્યું.

"હા, જરા 'મિનિટ્સ' લખવાની હતી ને!" કમલે મધુરતાથી જવાબ આપ્યો. સુરેશ પાસે જ ઊભો રહ્યો. કમલ લખતી જ રહી. થોડી વારમાં કમલે પૂરું કર્યું. સુરેશ ત્યાં સુધી પાસે જ ઊભો રહ્યો.

"તમારા અક્ષરો સુંદર છે!"

"હા, સૌનું એવું માનવું છે." કમલિનીએ જવાબ આપ્યો. એણે નોટ બંધ કરીને બાજુએ મૂકી અને એના પર એની પેન મૂકી.

સુરેશભાઈએ બાજુમાં ઊભા ઊભા જ એ પેન ઉપાડી, આમ–તેમ ફેરવી ને પ્રશંસક સ્વરે એ બોલ્યા: 'તમારી પેન તમારા જેવી નાજુક છે, હં કમલિની!'

કમલિની શરમાઈ ગઈ. કમલિની આમ તો જરાય શરમાય તેવી નહોતી, પણ પોતાના રૂપની પ્રશંસા પાસે કોણ ન શરમાય! સુરેશભાઈ વધુ વાતો કરવા ઇચ્છતા હતા, પણ વિદ્યાર્થીઓ આવવા લાગ્યા એ જોઈને મીટિંગની વ્યવસ્થા માટે કમલિની ઊભી થઈ ગઈ ને કામે વળગી.

પણ હવે સુરેશભાઈને કમલિનીની ઓળખ થઈ ગઈ હતી. વર્ગ છૂટે ત્યારે રિસેસમાં અને કૉલેજ પૂરી થાય ત્યારે સુરેશભાઈ અચાનક જ કમલિનીને મળી જતા. એક પણ દિવસ એવી 'અચાનક મુલાકાત' વિના ન જતો. કમલિનીને પણ સુરેશભાઈનું આકર્ષણ હતું. સર્વાંગસુંદર કહી શકાય તેવું સ્વરૂપ અને સ્વાસ્થ્ય, બુદ્ધિ વિષે પણ શક નહિ ને ઉપર જતાં સુરીલો આકર્ષક કંઠ—એની મિત્રતા ન કરવા જેવું કમલિનીને એક પણ કારણ નહોતું મળતું. કમલિનીનાં માતાપિતા

ઘણાં જ શ્રીમંત હતાં. કમલિની એની જીવનકેડી માટે સ્વતંત્ર હતી. સુરેશ–કમલની વધતી જતી મિત્રતા કમલની બાને મન આનંદનો વિષય હતી. પણ સુરેશને એ મિત્રતામાં લગ્નની ધારણા નહોતી. બંને વણિક કોમનાં હતાં, પણ બંનેની જ્ઞાતિઓ અને પ્રાંત બંને જુદાં હતાં. જો કે સુરેશ જેવા સુધારક યુવાનને એવાં જ્ઞાતિબંધન ન હોય, પણ એને તો 'લગ્ન' નામ સામે જ વાંધો હતો જેની કમલને પહેલાં ખબર ન હતી. બંને વચ્ચે મિત્રતા ગાઢ થવા લાગી. એકબીજાને ઘેર જવું, રજામાં સાથે ફરવા જવું, સાથે સિનેમામાં જવું—એવા સંબંધો બંધાતા ગયા અને વધતા ગયા. પણ સમાજ—આજુબાજુના માણસો—એમ એવા સંબંધો ચાલવા દે ખરા ? "બંને પરણવાનાં છે, લગ્ન નોંધાવી પણ લીધું, માબાપની રજા મેળવવાની બાકી રહી છે." એમ કંઈ કંઈ વાતો કૉલેજમાં એકથી બીજે કાને ભટકાવા લાગી અને ભટકતી ભટકતી તે સુરેશ–કમલને કાને પણ આવી. કમલનું દિલ પણ મંથન ભોગવતું હતું. બંને વચ્ચે મિત્રતા હતી—ગાઢ હતી. બંને સરખી કક્ષાનાં હતાં. તો શા માટે લગ્ન ન કરવું ? એને પ્રશ્ન ઊઠ્યો : "સુરેશ કદીયે વાત ઉચ્ચારતો નથી. શરમાતો હશે ? ના ના, શરમાય એવી એની પ્રકૃતિ જ નથી. તો ? કાંઈ નહિ. હું જ આજે વાત શરૂ કરી દઈશ." ને તે દિવસે સાંજે બંને દરિયાકાંઠે ફરવા ગયાં ત્યારે રેતી સાથે રમતાં રમતાં કમલે વાત ઉપાડી.

"સુરુ, હવે કૉલેજમાં બહુ વાત ચાલે છે, હો ?" "ભલે ને ચાલે, તેથી આપણે શું ?" સુરેશે બેફિકરાઈ બતાવી.

"એવું હોય ? આપણા જેવાં માટે આવી વાતો થાય એ સારું ન ગણાય, બા–બાપુજીને પણ આઘાત લાગે." કમલ સ્પષ્ટ ન કહી શકી.

"ત્યારે શું કરવું ? એ લોકો વાતો કરે એટલે આપણે પરણી જવું ? માણસોને તો ટેવ પડી. જુવાન યુવક–યુવતી સાથે હરે–ફરે એટલે પરણાવ્યા સિવાય એ લોકોને શાંતિ જ ન વળે !"

કમલ સુરેશનું હાર્દ સમજી ગઈ. એ છોભીલી પડી ગઈ—કાંઈક

નિરાશ પણ થઈ ગઈ; છતાં એકદમ હતાશ થતાં પહેલાં સંપૂર્ણ ખાતરી કરી લેવા એણે જરા કુશળતાથી પૂછ્યું.

"લગ્ન વિષે તમે શું માનો છો?"

"લગ્ન એક બંધન છે. વિકાસને એ રૂંધનારું છે. એ સંસ્થાને તો જેટલી બને તેટલી વહેલી તકે તોડી પાડવી જ જોઈએ. મારું ચાલે તો હું સૌને લગ્ન કરવાની મના કરું."

કમલનું દિલ એકદમ ભાંગી પડયું. આ મૈત્રી લગ્નમાં જ પરિણમશે એવી એને પૂરી ખાતરી હતી તે આજે ભાંગી પડી. પણ એમ એકદમ એની હતાશા બતાવી દે એવી તે નહોતી. મૈત્રીનો સંબંધ લગ્નમાં પરિણમવો જ જોઈએ એવું નથી એમ તે સમજતી હતી, પણ સુરેશ સાથેની મૈત્રી એને જે પરિણામની આશામાં રાખતી હતી તે આજે તૂટી ગઈ. પણ એણે એની જાતને આજે સમાલી લીધી. પોતે ભાંગી પડી છે એનો ખ્યાલ સરખો પણ એણે સુરેશને આવવા ન દીધો. એમાં એને પોતાની નબળાઈ લાગી. એણે વાત વાળી લીધી. બીજી આડીતેડી વાત કરીને બંને ઊઠયાં–છૂટાં પડયાં. ઘેર જઈને તે રાત્રે કમલ ખૂબ રડી. એ જમી પણ નહિ. વહેલી સવાર સુધીમાં એણે નક્કી કરી નાખ્યું કે એની આ નિરાશાની કોઈને જાણ થવા ન દેવી અને સુરેશની આશા હમેશ માટે છોડી દઈ બીજી બાજુ મન વાળવા પ્રયત્ન કરવો.

સુરેશ તો એની સાથે એવો જ સંબંધ રાખતો, મળતો, હળતો ને હસતો. કમલ પણ એવું જ વર્તન રાખતી, પણ એનું દિલ હવે એ મૈત્રીમાંથી ખસી ગયું હતું. સુરેશને એની લાગણી મળતી બંધ થઈ હતી તે સુરેશ જાણતો હતો, પણ એની એને કંઈ જરૂર જણાતી નહોતી. રીતસર જેવો ચાલતો હતો તેવો જ સંબંધ, લાગણીનું તત્ત્વ બાદ કરીને, તે બંને વચ્ચે ચાલવા લાગ્યો.

કૉલેજમાં ઉનાળાની રજાઓ પડી. સૌ છૂટાં પડયાં. કમલે પણ

સુરેશ પાસેથી રજા લીધી. સુરેશ રજા ગાળવા માથેરાન ઊપડચો. ત્યાં એક હોટેલમાં એ ઊતર્યો. એની બાજુમાં જ એક કુટુંબ ઊતર્યું હતું. કોઈ વેપારી જેવાં માણસો એ લાગતાં હતાં. બે છોકરીઓ ને બે છોકરા પણ સાથે હતાં. દેશી રૂઢિનાં માણસ ને વળી વેપારી, એટલે છોકરીઓને શિક્ષણ તો શું મળે? પણ છોકરીઓને ભણવાનો બહુ શોખ. મુંબઈમાં કેટલીય છોકરીઓને ભણવા જતી, નોકરીએ જતી ને સ્વતંત્રતાથી ફરતી જુએ એટલે એમને પણ એમ હરવા-ફરવાની ઇચ્છા થાય-એવી ફેશન કરવાની ઇચ્છા થાય. ફેશન તો ઘરમાં રહીને થઈ શકે અને પૈસાની છૂટ એટલે થતી પણ ખરી, પરંતુ ભણવાનું કે ફરવાનું ન બનતું. અહીં તેઓ એમનાં બાની માંદગીને લીધે હવાફેર માટે આવેલાં. સુરેશ તો અહીં એકલો જ હતો. સ્વભાવનો એ મીઠો હતો. પેલા વેપારી ભાઈ સાથીદાર વિનાના હતા, એટલે એમને સુરેશની કંપની ગમી. સુરેશમાં કોઈ પણ ઠેકાણે ઘૂસવાની કળા તો અજબ હતી. એણે પેલા ભાઈને પાનાંનો નાદ લગાડચો. દિવસનો મોટો ભાગ એ ભાઈ એની રૂમ પર જ રહે ને પાનાં રમે. આઠેક દિવસ એમ ચલાવીને એણે પેલા ભાઈને પિગળાવી દીધા. તેઓ સુરેશના પ્રશંસક બન્યા ને પોતાની રૂમ પર એને આમંત્રણ આપ્યું. સુરેશ એવાં આમંત્રણ અને સંબંધોની શોધમાં જ રહેતો. માથેરાન જેવા ગુલાબી હવાના વાતાવરણમાં કંપની વિના એને ગમતું નહિ. આ ઘરે એની એ ખોટ પૂરી પાડી. ધીરે ધીરે તે ઘરનાં સૌનો માનીતો થઈ પડચો. માંદી બાઈ પણ એનાં વખાણ કરવા લાગી ને હમેશ એની પાસેથી ગીતો સાંભળવા લાગી.

પેલી બે બહેનોને સુરેશનો સંકોચ હતો. કોઈ જુવાન સાથે એ પરિચયમાં આવેલી નહિ-વાત સુદ્ધાં કરેલી નહિ-એટલે અહીં શરમાય તે વાજબી હતું, પણ સુરેશ એવી શરમ ક્યાં ટકવા દે તેમ હતો?

"તમારું નામ શું?" એક દિવસ સુરેશે જ બોલવાનું શરૂ કર્યું.
...ગા!" મોટીએ જવાબ આપ્યો-નાની ચૂપ જ રહી.

"કેમ, તમારું નામ નથી જણાવવાનું!" સુરેશે મજાક કરી.

"એનું નામ કમુ. એ જરા શરમાળ છે." વીણાએ ખુલાસો કર્યો.

"એમાં શરમ શાની?" કહેતોક સુરેશ ખડખડાટ હસી પડ્યો. એટલામાં તો વીણાના પિતા આવી પહોંચ્યા.

"જુઓને મનસુખરામભાઈ, કમુબેન એમનું નામ આપતાં શરમાય છે!"

મનસુખભાઈ જરા શરમાયા, પણ બચાવ કરતાં બોલ્યા, "કદી બહાર નીકળેલી નહિ ને, એટલે શરમાય. અમારામાં કંઈ બીજાની જેમ છોકરીઓ ભણવા ઓછી જાય છે!"

"કેમ? કેમ? આ બંને બેનોને તમે ભણાવતા નથી?" સુરેશે સખેદ આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"ના ભાઈ, ના; અમારે ભણાવીને શું કરવું છે? ભણી-ભણીને નોકરીએ થોડું જવું છે? છોકરીઓને બહુ ભણાવવી નહિ કામની." મનસુખરામે ખુલાસો કર્યો.

"કેમ વીણાબેન, તમને પણ ભણવું નથી ગમતું?" સુરેશે સીધો પ્રશ્ન કરીને જ ધડાકો કર્યો.

વીણા બાપાજીની નવા મિત્ર પ્રત્યેની માનબુદ્ધિને પામી ગઈ હતી, ને તેથી પોતે સીધી ને સાચી વાત કરશે તો બાપુજી ખિજાશે નહિ એવી એને ખાતરી થઈ ગઈ હતી, એટલે એણે પણ હસતાં હસતાં કહી દીધું, "ભણવું તો ઘણું ગમે, પણ બાપુજી ભણાવે તો ને!" અને પછી પિતાના મોં ઉપર થતા ફેરફાર એ જોઈ રહી.

સુરેશે પણ લાગ જોઈને સ્ત્રી-કેળવણી પર અસરકારક બાનીમાં એક મોટું વ્યાખ્યાન આપી દીધું. મનસુખરામને આમાંનું કાંઈક ગળે ઊતર્યું. આનું પરિણામ બીજું કાંઈ વધારે તો ન આવ્યું, પણ વીણા-કમુ

સુરેશ સાથે હળેમળે એમાં હવે મનસુખરામને વાંધો ન લાગ્યો, ને વીણા–સુરેશનો સંબંધ વધવા લાગ્યો. વીણા કાંઈ ખાસ ભણેલી તો હતી નહિ તેમ જ બીજી બાબતોનું કાંઈ જ્ઞાન પણ એને નહોતું, એટલે સુરેશ એની સાથે વાતો પણ શું કરે? પણ વીણાનું હૃદય સુરેશ પ્રત્યે કૂણું થઈ ગયું હતું. વજ્ર જેવા કઠણ પિતાને સુરેશે પિગળાવી દીધા હતા તે કાંઈ ઓછું નહોતું! એવા સુરેશ પ્રત્યે ભક્તિ જાગ્રત ન થાય તો બીજું શું થાય? સુરેશ અર્ધો બોલ બોલે તો એ આખો ઝીલી લે. સુરેશની નાની–મોટી દરેક બાબતમાં એ સંભાળ રાખે. સુરેશ એની રૂમની વ્યવસ્થાની બાબતમાં જરા ગરબડિયો હતો, એથી હમેશ એ ત્યાં એક વાર જઈને બધુંય ગોઠવી આવે. સુરેશને પણ ધીરે ધીરે એ કૂણી લાગણીનો સ્પર્શ થતો ગયો. એનું દિલ પણ હવે વીણા માટે દ્રવવા લાગ્યું. વીણા ભણી શકે તો સારું એમ એને હવે થવા લાગ્યું અને વીણાના અભ્યાસ માટે પ્રસંગોપાત એ મનસુખરામને ભલામણ પણ કરવા લાગ્યો. મનસુખરામને એની અસર થઈ. મોસમ વીત્યે જ્યારે તેઓ મુંબઈ પહોંચ્યા ત્યારે સુરેશની ભલામણથી વીણા એક નિશાળમાં દાખલ થઈ ગઈ. પણ વીણાનું દિલ ભણવા કરતાં સુરેશમાં વધુ લાગ્યું હતું. એણે આગ્રહ કરી કરીને હમેશ મળવા આવવાનું સુરેશ પાસેથી વચન લઈ લીધું હતું અને સુરેશ એ વચન પાળવા પણ લાગ્યો હતો.

કમલ સાથે રજાઓ દરમિયાન કાંઈ સંબંધ રહેલો નહિ એટલે કમલના લગ્નની પણ સુરેશને ફરી કૉલેજ ઊઘડી ત્યારે જ ખબર પડી. પરંતુ એને કમલની ખોટ સાલી નહિ. વીણા ભલે કમલ જેવી સંસ્કારી નહોતી પણ એનું દિલ તો બહુ જ ઉચ્ચ હતું. હમેશ સાંજે એ દિલ સુરેશ માટે ઝંખતું. સુરેશ એ વાત સમજતો હતો. એને એ યોગ્ય લાગતું નહોતું કારણ કે લગ્નમાં એ માનતો નહોતો, પરંતુ એનું દિલ કૂણી લાગણી ઇચ્છતું હતું એટલે તે એ સંબંધ ચાલુ રાખતો હતો.

મનસુખરામને આ લોકોના લાગણીના સંબંધની બિલકુલ માહિતી નહોતી. એને મન સુરેશ બહુ મોટો માણસ હતો—બહુ વિદ્વાન હતો, એટલે વીણા સંબંધી વિચાર કરવાની કલ્પના સરખી એને નહોતી આવતી. સુરેશના સહવાસથી વીણાનું શરમાવાનું જરા ઓછું થયેલું, પણ કોઈ પ્રકારની હિંમત એનામાં આવી નહોતી. એનું દિલ હમેશાં સુરેશ નજદીક રહેવા ઇચ્છતું હતું, પણ એ ઇચ્છા તે કદી પ્રદર્શિત કરી શકી નહોતી. અને જ્યારે એના પિતાએ એનું લગ્ન દેશમાં એની જ્ઞાતિના એક જુવાન સાથે નક્કી કરી દીધું ત્યારે પણ તે એક શબ્દ સરખો બોલી શકી નહોતી. છતાં જ્યાં સુધી સુરેશને એ જોઈ શકી ત્યાં સુધી એના માટેની એની લાગણી ઓછી થઈ નહોતી.

સુરેશ પણ જેટલી સહેલાઈથી કમલને ભૂલી શક્યો હતો તેટલી સહેલાઈથી વીણાને ભૂલી નહોતો શક્યો. એની અવ્યવસ્થિત ઓરડી વારંવાર વીણાની યાદ દેવરાવતી હતી—પરંતુ એ બે–ચાર માસ જ. પછી તો વીણા સાસરે ગઈ અને એમનો સંબંધ તૂટી ગયો.

ત્યારપછી સુરેશને મુંબઈ રહેવું જરા આકરું લાગ્યું. વીણાની મિત્રતાએ બીજાની મિત્રતા થતી અટકાવી હતી એટલે હવે મિત્રવિહોણું જીવન એને ફાવતું નહોતું. એણે મુંબઈ છોડી દીધું. પાર્લામાં કોઈ એક સુંદર બંગલામાં એણે એક રૂમ ભાડે લઈ લીધો. એ બંગલાના માલિક દેવેન્દ્ર શેઠ સુધારક વિચારના ને કલાપ્રેમી હતા. એની પુત્રી અરુણા પણ એક કલાકાર હતી. જો કે એ હતી તો નાની અને કૉલેજના બીજા વર્ષમાં ભણતી હતી, પરંતુ નૃત્ય–સંગીતમાં તે નિપુણ હતી. મોટા મોટા ઉત્સવોમાં તે પોતાનો કાર્યક્રમ યોજતી. તે જરા સ્વતંત્ર મિજાજની હતી અને તેના પિતા એ મિજાજ પોષતા. તેઓ સ્ત્રી–સ્વાતંત્ર્યના હિમાયતી હતા. એની મા માલતી પણ અરુણાની બાબતમાં કદી આડે ન આવતી—એને અરુણા પ્રત્યે અખૂટ પ્રેમ હતો.

આઠેક દિવસ તો સુરેશે મૂંગા મૂંગા કાઢી નાખ્યા પણ અરુ-

ણાની ઓળખ કર્યા વિના એનાથી ન રહેવાયું. એક દિવસે સાંજે જ્યારે અરુણા બાગમાં ઊભી ઊભી એના માળીને ધમકાવી રહી હતી ત્યારે ત્યાં સુરેશ જઈ ચડયો. અરુણા સહજ રીતે જ સુરેશ પાસે માળી માટે ફરિયાદ કરવા લાગી. સુરેશે એ તક ઝડપી લીધી ને માળીને સહેજ ઠપકા આપી 'આવોને !' કહી અરુણાને પોતાના રહેઠાણ પર લઈ ગયો. અરુણા શોખીન હતી. પુરુષોને બનાવવામાં એને મઝા આવતી. "ઠીક થયું, એક પતંગિયું વધુ પકડાયું !" માનીને તે હોંશથી સુરેશ સાથે ગઈ.

સુરેશ ઘણા દિવસનો ભૂખ્યો હતો. બીજી યુવતીઓ સાથે એ જે આસાનીથી હળતો-મળતો અને એમને આકર્ષી શકતો તેવી આસાની આજે એ કેળવી શકયો નહિ. છોકરીઓ અભિમાની દેખાય છે પણ મોટે ભાગે હોતી નથી, અને અભિમાની પુરુષ સામે એ આરંભમાં ટીચકું ચડાવે છે પણ અંતે એને વશ થવામાં ગૌરવ માને છે એ સુરેશ સમજી ગયો હતો. અને તેથી, દિલમાં ગમે તેટલું તોફાન મચેલું હોય છતાં, એ સ્વસ્થ અને કંઈક બેદરકાર બનીને જ વર્તતો. આજે એ સ્થિતિમાં ફેર પડી ગયો હતો. અરુણાને એણે આમંત્રણ આપ્યું અને માન પણ આપ્યું. અરુણા પક્કી હતી. એ એનો મર્મ પામી ગઈ.

"શું ભણો છો ?" સુરેશે પહેલો પ્રશ્ન કર્યો.

"ઇન્ટરમાં છું." અરુણાએ જવાબ આપ્યો.

"સારું ચાલે છે ?" સુરેશે મદદ કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"ઘણું જ સારું. વધુમાં, નિરુભાઈ પણ મદદ કરવા આવે છે."

"નિરુભાઈ ? એ કોણ ?"

"તમે નથી ઓળખતા ? મારા એક મિત્ર છે......" અરુણા બીજા શબ્દો ગળી ગઈ.

"એથી વિશેષ તો કંઈ નથી ને ?"

"વિશેષ શું હોય ! પિતાજી ઇચ્છે છે કે અમે લગ્ન કરીએ."

"ખરેખર !" સુરેશ હસ્યો.

"ખરે......ખર!" અરુણા પણ જોરથી હસી. સુરેશ સહેજ ઝંખવાયો.

"કેમ?" અરુણાએ હસવું રોકીને પૂછ્યું.

"મને તો એ જ પ્રશ્ન થાય છે કે લગ્નનું બંધન તમને કેમ ગમે છે?"

"મને તો જરી પણ નથી ગમતું, પણ શું થાય?"

"કેમ? માતાપિતા......"

"ના ના, નિરુભાઈ પોતે જ......"

"તમે શા માટે વશ થાઓ છો? કોણ છે એ નિરુભાઈ?"

"તમને સારી રીતે ઓળખે છે." અરુણા સહેજ ભાર દઈને બોલી.

"એમ?"

"હા, તમે લગ્નબંધનના વિરોધી છો એમ પણ એ જાણે છે. તમારી મૈત્રીઓ..."

સુરેશ વધુ ઝંખવાણો પડી ગયો. માંડ માંડ સ્વસ્થ થઈને એ બોલી શકયો:

"એમણે તમારા મનમાં......"

"ના, ના; મને પણ ખબર છે. કમલિનીને, ઉષાને, ચંદ્રાને, વીણાને-સૌને હું ઓળખું છું."

"અરુણા!" બાજુમાંથી કોઈએ બૂમ મારી. અરુણા કહેવાનું અધૂરું મૂકીને ઊઠી.

"હું જઈશ ત્યારે, નિરુભાઈ આવી ગયા લાગે છે." બોલતાં બોલતાં અરુણાએ ચાલવા માંડ્યું. સુરેશ એની પાછળ જોઈ રહ્યો.

થોડી વારે અરુણાના ઓરડા તરફથી ગીતની એક પછી એક મીઠી લહરીઓ આવવા લાગી. સુરેશે કાન માંડ્યા. એણે સાંભળ્યું:

**"બંધન તુમ્હારા પ્યારા...હાં પીયા..."**

સુરેશે ઊભા થઈ બારણાં બંધ કરી દીધાં. અંદર અંધારું થઈ ગયું. ઓરડામાં દીવો પણ નહોતો અને પતંગિયું પણ નહોતું.

# ભોળી સરિતા

કુદરતે આજ માઝા મૂકી હતી. સૂ સૂ પવન ફૂંકાઈ રહ્યો હતો. વાદળાંના ગડગડાટ કાચાપોચાની છાતી ફાડી નાખે એમ ગરજી રહ્યા હતા. વરસાદની ધારા અવિરતપણે પડ્યા કરતી હતી. મારી પત્નીની આંખોમાંથી પણ આંસુની ધાર અવિરતપણે વરસ્યા કરતી હતી. મારા દિલમાં તોફાન ઊઠ્યું હતું. ઘડી-એ ઘડીમાં મારું જીવન ઊંધું થઈ જશે, દુનિયા મારા તરફ થૂંકશે, મિત્રોને હું મોં નહિ બતાવી શકું, આ દુનિયાની ઠોકર ખાઈને કોણ જાણે હું ક્યાં જઈ પડીશ એમ થયા કરતું હતું.

સરિતા રડતી જ હતી—અટક્યા વિના રડતી હતી. હું ધબકતે

હૈયે બારણા તરફ મીટ માંડીને બેઠો હતો. નોકર જયંતને તેડવા ગયો હતો. અત્યારે જયંત મારો દેવતા હતો. જયંતના હાથમાં મારું જીવન-નાવ હતું. એના શબ્દ પર મારું સર્વસ્વ લટકી રહ્યું હતું.

જયંત ને હું બાળપણથી જ દોસ્તો હતા. સાથે ભણ્યા, સાથે રમ્યા, સાથે ધંધે વળગ્યા ને જીવનનાં નાનાંમોટાં કાર્યો સાથે રહીને જ કરતા હતા. હું પરણ્યો ત્યારે હું એનો અણવર બનેલો. અમારાં એ સમયનાં સ્મરણો તો અત્યારે પણ મને એક ક્ષણ માટે મારું દુઃખ ભુલાવી દે છે, પણ એવાં સુખદ સ્મરણો યાદ લાવ્યેથી અત્યારે શું વળે!

સરિતા સાથેનું મારું લગ્ન પ્રેમલગ્ન નહોતું, છતાં અમારું દંપતી-જીવન પ્રેમલગ્નથી પણ ચડી જાય એટલું સુખી હતું. સરિતા જરા અણસમજુ હતી. એને દુનિયાની બહુ ગતાગમ નહોતી. પણ એ એટલી ભોળી અને નિર્દોષ હતી કે એની એ ખામી એના પ્રત્યેના પ્રેમનો વધારો કરવામાં કારણભૂત બનતી. સુશીલા તો નામ ને ગુણ બંનેમાં સરખી હતી. જયંત કોર્ટમાં જાય ને આવે એ સિવાય એને બીજી કોઈ તકલીફમાં ઊતરવું ન પડતું. ઘરનો સઘળો બોજો સુશીલા જ વહેતી ને રમતની જેમ સરળતાથી કામ ચલાવતી. જયંતને ખબર પણ ન પડે કે ઘરમાં શાની જરૂર છે ને ઘર કેમ ચાલે છે. એ તો એના કામમાં મશગૂલ રહેતો ને સુશીલા કદી તેમાં વિક્ષેપ નાખતી નહિ.

અમે બંને એક જ કોર્ટમાં એક જ બૅરિસ્ટરના આસિસ્ટંટ વકીલ તરીકે કામ કરતા. અમારું કામ સારું ચાલતું. મુંબઈનો ખર્ચ નીકળી રહેતો.

પણ અમારું આ સુખ લાંબું ન ચાલ્યું. જગત આખાનો કોળિયો કરી જાય એવી લડાઈ આવી ને તેમાં લાખોપતિઓ ડૂબી ગયા. અમારા બૅરિસ્ટર સાહેબની નૌકા પણ ભાંગી ગઈ ને એ નૌકાના બેસારુ અમે સૌ રખડી પડ્યા. દુનિયા આખીના કામધંધા નરમ પડ્યા તેમ અમારા

પણ નરમ પડ્યા. બીજો એવો આધાર ન મળ્યો ને અમારું કામ કથળ્યું. એનો પડઘો અમારા જીવન પર છુપ પડ્યો. એક તો આ બધી ચિંતામાં હું ઘેરાયેલો, ને બીજું, લગ્નને પણ પાંચ-છ વરસ થઈ ગયાં, એક બેટાનો બાપ બન્યો એટલે સરિતા સાથેનો સંબંધ માત્ર પ્રેમમયને બદલે જરા રૂઢિબદ્ધ થઈ ગયો. ધંધાની દિવસ-રાતની ફિકરે મને ઉદાસ બનાવ્યો. માત્ર પ્રેમથી જ જિંદગી નહિ ચાલી શકે એની મને ખાતરી થઈ એટલે સરિતા પ્રત્યેની મારી સતત સંભાળ ઓછી થઈ. એનો ઘા સરિતાને આકરો લાગ્યો.

કોર્ટથી આવતાં જયંતનું ઘર પહેલું આવતું. જયંત કહેતો, 'ચલ ને, ચા પીને જ જજે!' ને હું ત્યાં રોકાતો. આ મારો હમેશનો કાર્યક્રમ હતો-મહિનાઓ ને વરસોથી ચાલ્યો આવતો એ કાર્યક્રમ હતો. હું એ કબૂલ કરું છું કે એ ચાલુ રાખવામાં સુશીલાનો હિસ્સો પંચોતેર ટકા હતો. ક્યારેક ન ગયો હોઉં તો તે દિવસે એ મારે ઘેર આવતી ને ચા પીવા ન આવવા બદલ ઠપકો આપતી, સરિતાને વઢતી ને ખોટું લગાડતી. સરિતા કહેતી, 'એક પા કલાકનો જ પ્રશ્ન છે ને! પા કલાક મોડા આવશો તો હું કાંઈ નાસી નથી જવાની. શા માટે સુશીલાબેનને ખોટું લગાડવું પડે!" ને પાછો હું ત્યાં જવામાં નિયમિત બની જતો. પણ હવે એનો જ આગ્રહ મારો કાળ બન્યો છે. ધંધાની મંદીએ સરિતાનો મારા પરનો વિશ્વાસ ઉઠાવી લીધો છે. પહેલાં તો દર અઠવાડિયે અસીલો આવીને પાંચ-પચીસ દઈ જતા તે હું સરિતાને સોંપી દેતો, પણ હવે કોઈ આવે નહિ, કોઈ આપે નહિ તો હું સરિતાને ક્યાંથી દઉં? સરિતાને લાગતું કે હવે હું ફરી ગયો છું, મારું દિલ એના પરથી ઊઠી ગયું છે, હું એનાથી મારી કમાણી છુપાવું છું; પણ એને હું કેવી રીતે સમજાવું કે હું તદ્દન ખાલી ખિસ્સે જ છું? આખા દિવસની ચિંતા ને કામની શોધનો રખડપાટ સાંજે થકવી દેતો. એ થાકમાં ક્યારેક જયંતને ત્યાં વધુ બેસાઈ જતું તો સરિતાને લાગતું કે હવે હું નથી ગમતી, સુશીલાબેન મારા કરતાં હોશિયાર છે એટલે એને એનું આકર્ષણ

છે. પણ મૂર્ખી એટલું ન સમજતી કે આવી આર્થિક ચિંતામાં કદી આકર્ષણ ઉદ્દભવી શકે ખરું! ને કદાચ ઉદ્દભવે તોય કોરી ખાય એવી ચિંતા એનો આનંદ લેવા દે ખરી! એને એટલી પણ ગમ નહોતી પડતી કે જયંત મારાથી રજ માત્ર ઊતરે એવો નહોતો. જયંત–સુશીલાનો પ્રેમ દુશ્મન પણ કબૂલ કરે એટલો ગાઢ હતો. એ પોતે પણ ક્યાં એની સાક્ષી નહોતી? એણે મને કેટલી વાર કહેલું કે, 'જોડું સાક્ષાત પ્રેમ-દેવતાએ જ ઘડયું લાગે છે! આવાં યુગલો હોઈ શકે એની કલ્પના જ નથી આવતી, પણ જયંતભાઈને ને સુશીલાબેનને જોઈએ છીએ ત્યારે ખાતરી થયા વિના નથી રહેતી.' પણ અત્યારે એ શબ્દો કહેનારીને એ બધું યાદ નથી. એ કશું યાદ કરવા માગતી પણ નથી. મારી વિનવણીઓ, મારી આજીજીઓ, એને મન ખુશામત છે–મારા બચાવરૂપે છે. મારો એક એક શબ્દ એના 'કેસ'ને મજબૂત બનાવે છે, એટલે મૌન એ જ હવે તો મારો માર્ગ રહ્યો છે.

સુશીલા જયંતની સ્ત્રી હતી તે કરતાં મંત્રી વધારે પ્રમાણમાં હતી......અમારી આ નિરાશાભરી સ્થિતિમાં જયંતને એ બહુ જ આશ્વાસન આપતી–સૂચનાઓ કરતી. મને પણ ઘણી વાર શિખામણ દેતી અને નિરાશ ન થવા પ્રોત્સાહન આપ્યા કરતી. એવા હમદર્દીભર્યા મૈત્રીભાવ સિવાય અમારે કશો સંબંધ નહોતો ને હોવાની કલ્પના કરવી એ પાપરૂપ છે એમ હું માનતો. પરંતુ મારી એ માન્યતા અણસમજુ સરિતાને ગળે હું કેમ ઉતરાવી શકું?

એમાં આજે તો હદ થઈ. આજે સરિતાનો જન્મદિવસ હતો. વહેલી નાહી–ધોઈને એ મારી પાસે આવી. હું પણ એને આશીર્વાદ દેવા તૈયાર થઈને જ બેઠો હતો. મારી આવી તંગીભરી સ્થિતિમાં પણ એની ઘણા વખતની માગણી સંતોષવા પચીસ રૂપિયા ઉછીના કરીને એરિંગની સુંદર જોડી હું લઈ આવ્યો હતો. એ મેં એની સામે ધરી.

"હું એ નહિ લઉં."

"કેમ ?" મને આશ્ચર્ય થયું.

"હવે એવું કશું લેવામાં સાર નથી."

"'હવે' એટલે ?"

"'હવે' એટલે પ્રેમના દંભની નીચે મને આવા ઢોંગ નથી ગમતા."

"શું કરું તો ઢોંગ ન કહેવાય ?"

"એમાં કાંઈ કરવાપણું નથી. માણસનું વર્તન જ બધું બતાવી આપે છે."

"બસ, તારે નથી જ લેવાં ?"

"ના, આપો તમારાં સુશીલાબેનને."

"એને બીચારીને શા માટે આમાં સંડોવે છે ? ઠીક, જા, ન લેવાં હોય તો કાંઈ નહિ, જેના નસીબમાં હશે તે લેશે." કહીને મેં બહાર ફેંકી દેવા બારી તરફ હાથ લંબાવ્યો.

"હાં...હાં...શું કરો છો ?" કરતી એણે મારો હાથ પકડી લીધો ને એરિંગ લઈ લીધાં.

આમતેમ થોડી વાતો કરીને એ એને કામે વળગી. જમીને ઑફિસે જતાં એણે મને કહ્યું, "આજે વહેલા આવજો, સિનેમામાં જશું !" મેં હા પાડી, પણ બીજી જ ક્ષણે મને યાદ આવ્યું : આજે સાંજે પાંચ વાગે એક અસીલને મળવા બોલાવ્યો હતો, પાંચ–પચીસ મળવાની આશા હતી, આટઆટલા સમયને અંતે આવેલી તક ગુમાવવી પાલવે તેમ નહોતું. સરિતા શું ધારશે ? કેવી ગુસ્સે થશે ? એના વિચારે હું મૂંઝાઈ પડ્યો. પણ બીજો રસ્તો નહોતો. સરિતાના સિનેમા માટે થઈને ધંધાનો વીમો એડાય તેમ નહોતું. 'એને તો મનાવી લઈશ' એમ મન મનાવી કામે ચડ્યો.

જયંતને પિતાની લાગવગથી કામચલાઉ કામ મળી રહેતું. મને કામ અપાવવા એ બીચારો તનતોડ મહેનત કરતો, પણ જ્યાં એનું જ

માંડ માંડ થતું ત્યાં મારો પત્તો ક્યાં ખાય? પણ આજે એની મહેનત ફળી હતી. આજ સાંજે આવનાર અસીલ એના સગામાંહેનો જ કોઈક હતો ને જયંત એને પરાણે મારી પાસે ખેંચી લાવ્યો હતો, પણ નસીબ જ જ્યાં ફૂટી ગયું હોય ત્યાં શું થાય? એ અસીલ ધનવાન હતો. જેની સામે કેસ કરવાનો હતો એ બહુ સાધારણ સ્થિતિના માણસો હતા. કેસની બીકે એનો છોકરો પોતાની જાત એ શેઠિયાને ઘેર ગીરો મૂકવા તૈયાર હતો ને વચ્ચે કોઈકે પડીને એ ઝઘડો તે દિવસે સાંજે ચાર વાગે જ પતાવી દીધો હતો. પેલા ગરીબ કુટુંબ માટે તો આ પતાવટ આશીર્વાદરૂપ નીવડી, પણ મારો આધાર તૂટી ગયો. હવે કાંઈક મેળવી શકીશ, હવે સરિતાને રાજી કરી શકીશ, હવે ચિંતામાંથી મુક્ત બનીશ એ આશામાં મેં ઘણા મનસૂબા ઘડ્યા હતા પણ બધા જ એક ક્ષણમાં તૂટી ગયા. જયંત એ સમાચાર લઈને આવ્યો ત્યારે એના મોં પર પણ હતાશા હતી. હું નિરાશામાં શુંનું શું કરીશ એ ડરથી મારી ઘણી ઘણી ના છતાં મને એ એના ઘેર લઈ ગયો, ચાપાણી પાઈ તાજો કર્યો, સુશીલાબેને હિંમત આપી ને રવાના કર્યો. રસ્તામાં ઘણી જ ઉતાવળે ચાલ્યો પણ ઘરમાં પેઠો ત્યારે સાતના ટકોરા સંભળાયા. ઘરમાં પેઠો કે તુરત સંભળાયું: "પધાર્યા?"

"હા, જરા મોડું થઈ ગયું."

"તમારાં સુશીલાબેનને ત્યાં થતા આવ્યા કે નહિ?"

"માંડ ૧૦–૧૫ મિનિટ બેઠો હોઈશ." મેં ડરતાં ડરતાં જવાબ વાળ્યો.

"આજે પણ ત્યાં ગયા વિના ચાલ્યું નહિ? મારું નસીબ જ ફૂટેલું છે. બાપને ત્યાં મા મરી ગઈ ને નવી માને અળખામણી થઈ, અહીં તમને સુશીલાબેન મળ્યાં ને અળખામણી થઈ."

"પણ મારી વાત તો સાંભળ." મેં બચાવની તૈયારી કરી.

"મારે નથી સાંભળવું. હે ભગવાન! મને તારે આવું દુઃખ દેવું હતું–સગા ધણીને મન પારકી બનાવવી હતી–તો મને મારી શા માટે ન નાખી?" કહેતી એ માથું કૂટવા લાગી ને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. થોડી વારે એ ઊભી થઈ ને બૅગ તૈયાર કરવા લાગી. મેં અટકાવીને પૂછ્યુ, "અત્યારે ક્યાં જઈશ?"

"મારા બાપને ઘેર."

"પણ ત્યાં તારી નવી મા સાથે તને ક્યાં બને છે?"

"ભલે ન બને. આવા શોક્યના સાલમાં જીવવા કરતાં નવી માનો ત્રાસ સહેવો સારો!" કહીને એ ફરી કપડાં ગોઠવવા લાગી. ફરી મેં અટકાવીને આજીજી કરી: "એક વાર જયંતને આવી જવા દે, એ તને ખુલાસો કરે પછી તને ઠીક લાગે તેમ કરજે, મારી ના નથી."

બહાર ધોધમાર વરસાદ વરસી રહ્યો હતો. સરિતાને મૂકીને હું જઈ શકું તેમ નહોતું એટલે કાગળથી જ પતાવવાનું હતું. પહેલેથી છેલ્લે સુધીની વિગત લખીને નોકરને જ કાગળ આપીને જલદી જવાબ લઈ આવવા કહ્યું. અર્ધાક કલાકમાં મારા આશાતંતુ સમો જયંત ને સાથે સુશીલા આવી પહોંચ્યાં. સુશીલાને સાથે આવેલ જોતાં જ બગડતી બાજી સુધરવાની મને વધુ આશા લાગવા માંડી.

"સરિતાબેન, શી તૈયારી માંડી છે?" બારણામાં પગ મૂકતાં જ સુશીલાએ પૂછ્યું.

સરિતાએ તો પોતાની તૈયારી ચાલુ જ રાખી અને સુશીલાને કંઈ જવાબ ન આપ્યો. જયંતે એને સમજાવવા માંડી પણ એ એમ તરત જ ક્યાં માને એમ હતી!

"સરિતાબેન, તમે તમારા પતિ ઉપર આમ વહેમાઓ એમાં એમને કેટલું દુઃખ થાય તેનો ખ્યાલ કરી શકો છો? પહેલાં તો તમે જ હોંશે હોંશે એને અમારે ત્યાં આવવા દેતાં અને આજે આટલો ફેર કેમ?

આજે આ બેકાર દશામાં તમારે એને હિંમત આપવાની હોય કે આમ મૂંઝવવાના હોય ?"

સરિતા જમીન ખોતરતી નીચું જોઈને ઊભી જ રહી. એને સમજાતું નહોતું કે પોતે જે પગલું લીધું છે તે સાચું છે કે ખોટું ? જયંતની વાતનો કંઈ પણ જવાબ આપ્યા વગર એ તો એમ ને એમ ઊભી જ રહી.

"તમે જાણો છો કે અમે નાનપણથી જ મિત્રો છીએ. નાનપણથી જ એકબીજાનાં સુખદુઃખમાં સાથીદાર રહ્યા છીએ. એ આમ મૂંઝાય ત્યારે મારે ત્યાં દિલાસો મેળવવા આવે અને મન કંઈ હળવું બનાવી જાય એમાં તમારે વહેમ લાવવાનું કંઈ કારણ નથી. સુશીલા તો એની બેન છે. એક ભાઈ જેટલી છૂટથી બેન સાથે વર્તે એટલી જ છૂટ એમને છે. એ છૂટનો અને સંબંધનો તમે આવો અવળો અર્થ કરશો એવો તો વિચાર પણ કેમ આવે ?"

જયંત સરિતાના મુખભાવનું નિરીક્ષણ કરી રહ્યો હતો. એણે આગળ બોલ્યે રાખ્યું :

"સરિતાબેન, મારી એક વાત સ્વીકારો." સરિતાએ ઊંચું જોયું. એની આંખમાંથી રોષ ગળતો જતો હતો.

"આ સુશીલાને તમે સાથે લઈ જાવ." જયંત બોલ્યો. એ મજાક કરે છે કે શું એમ અમને સૌને થયું. સરિતા પણ એ રીતે એની સામે જોઈ રહી.

"ખરું કહું છું. તમે જો તમારા પતિને છોડો તો મારે પણ સુશીલાને છોડવી જોઈએ ને ?"

જયંત એટલી ગંભીરતાથી બોલ્યો કે સુશીલા પણ ગંભીર બની ગઈ.

"હું એમ ક્યાં કહું છું ?" સરિતા ધીમેથી બોલી.

"તમે ગમે તે કહેતાં હો, એમ તો માનો છો કે સુશીલા..."

"ના, ના, એવું ન બોલશો." ભોળી સરિતા ચીસ પાડી ઊઠી.

"તો પછી બિસ્કો છોડી નાખો ને આવી મૂર્ખાઈ ફરી કરશો નહિ." જયંત એવા સત્તાવાહી અવાજે બોલ્યો કે સરિતા એ શબ્દો અવગણી જ ન શકી. એ બિસ્કો છોડવા લાગી ત્યાં સુશીલા એની મદદમાં ગઈ. કોણ જાણે શું થયું કે સરિતા લજ્જાયુક્ત ચહેરે હસી પડી અને તુરત જયંત ખડખડાટ હસ્યો. વાતાવરણનો રંગ બદલાઈ ગયો. સરિતા–ભોળી સરિતા–ના મુખ ઉપર શરમની સુરખી ફરી વળી!

સુશીલાએ પ્રેમ અને ભકિતભર્યાં નેત્રે જયંત સામે જોયું. જયંત હસતો જ હતો.

અને હું? વરસાદ બંધ પડ્યા પછીના સ્વચ્છ આકાશને અને સરિતાની સ્વચ્છ મુખમુદ્રાને જોઈ રહ્યો હતો.

# ……અને એ સાવ ખસી ગઈ

તે દિવસ મારી જિંદગીની સફળતાનો, સુખની ટોચનો, અને આનંદની અવધિનો દિવસ હતો. મેં વર્ષો સુધી જેને ઝંખ્યા હતા, વર્ષો સુધી જેને માટે તપ કર્યું હતું–ઝૂરી હતી, તે આખરે મને મળ્યા હતા. મારી દુનિયા મને અમારા ત્રણમાં પૂરી થતી લાગી. કોઈની મને તમા ન રહી. મને હું દુનિયામાંહેની સર્વશ્રેષ્ઠ સુખી લાગી, મારું જીવનસ્વપ્ન ફળ્યું જે દિવસે મેં એમના ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે.

મારાં માતાપિતા ભલાં હતાં. મારા પર પ્રેમ રાખતાં હતાં. હું સોળ વર્ષની થઈ ત્યારે એમને મને ઠેકાણે પાડવાની ચિંતા પેઠી. એક

ધનાઢ્ય કુટુંબના જુવાન સાથે ધામધૂમથી મારું લગ્ન કરી દીધું. કરિયાવર કરીને અને વહેવારની બાબતોમાં ખાસ ધ્યાન રાખીને એમની દુનિયામાં એમની વાહવાહ બોલાવી દીધી. ચિનુભાઈએ બાપનું નામ રાખ્યું. દીકરીને સુખમાં નાખી. 'બહુ સારું થયું, બહુ સારું થયું' એમ ઠેરઠેર બોલાઈ ગયું.

હું તદ્દન અજાણ હતી. લગ્ન શા માટે હશે? શું હશે? લગ્ન પછી મારે ઘર શા માટે છોડી દેવું જોઈએ? પારકે ઘેર કેમ રહેવું જોઈએ? પતિ વળી કેવું પ્રાણી હશે? એની આજ્ઞામાં જ શા માટે રહેવું જોઈએ?—આ બધાંની મને કશી ખબર ન હતી.

પરંતુ મારે એક સખી હતી. મારા પિતાના ઘરની બાજુમાં જ એ રહેતી. અમે નાનાં હતાં ત્યારથી સાથે રમેલાં. દિવસ આખો સાથે જ રહેતાં. નિશાળમાં પણ સાથે જતાં. એ મોટી થઈ હતી પણ એના બાપા એને પરણાવવાનું નહોતા વિચારતા. મને જ્યારે પરણાવવાની વાત ચાલતી હતી ત્યારે એને બહારગામ ભણવા મોકલવાનો વિચાર એના બાપા કરતા હતા. ને મને છોડીને એણે ભણવા જવું પડેલું તે દિવસ મને યાદ છે. નદીકાંઠે જઈને સાંજના આછા અંધારામાં અમે બંને કેટલું રડેલાં, જાણે કોઈ અમને પરાણે વિખૂટાં પાડી દેતું હોય એટલી મને પીડા થતી હતી. પરંતુ એ સમજુ હતી. મને સાંત્વન દેતી. સ્કૂલમાં રજા પડ્યે એક પણ દિવસ ન રોકાતાં મારી પાસે આવી જવાનું વચન મને એણે ઊગતા ચંદ્રની સાક્ષીએ આપેલું. ને હું કેટલી વાર સુધી એના ખોળામાં છેલ્લો આરામ મેળવતી હોઉં એમ પડી રહેલી તેની અમને મારો ભાઈ મને શોધતો આવ્યો ત્યારે જ ખબર પડી!

મારું લગ્ન નક્કી થતાં રજા લઈને તે ખાસ આવી પહોંચી. લગ્ન દરેકે કરવું જ જોઈએ, એ એક અનિવાર્ય જરૂરિયાત છે, એવું એવું એણે મને સમજાવ્યું. મારા પતિ સાથે મારે કેમ વર્તવું, સાસુ–સસરા સાથે કેમ વર્તવું, સમાજમાં કેમ ભળવું વગેરે ઘણી ઘણી એણે

શિખામણો આપી. છેવટ એમ પણ કહ્યું કે, "જોજે, તું શ્રીમંતને ઘેર જાય છે. તારો પતિ સમાજમાં આગળ-પડતો છે. એના મિત્રો અનેક હશે. સૌ ભણેલા ને આગળ-પડતા વિચારના હશે. એની પાસે તું તદ્દન સાદી દેખાઈશ. કદાચ તારા પતિને તું ગામડિયણ જેવી પણ લાગીશ. માટે વાતાવરણ જોઈને એને અનુકૂળ બનજે. આજના પતિદેવો પત્નીને સાથે ફેરવવા અને સુધરેલા ગણાવા ઈચ્છતા હોય છે. તારે એ બધું જોઈને એની બધી જ રીતભાત શીખી જવી ને એને અનુકૂળ થઈ જવું, નહિ તો પુરુષોનું છે: 'મને અનુકૂળ નથી, મારા સંસ્કાર ને આદર્શને મળતી નથી' એમ કહી તેઓ સ્ત્રીઓ તરફ બેદરકાર બની જાય છે ને જ્યાં એમને યોગ્ય લાગે ત્યાં ભળી જાય છે."

આવી બધી નવી નવી અને કેટકેટલી શિખામણો લઈને હું મારે સાસરે આવી, પણ મારો બધો ડર-બધો સંકોચ-અમારી એક જ મુલાકાતમાં ભાંગી ગયો. શીલાએ મને પુરુષોનું જે વર્ણન આપ્યું હતું તેનું એક ચિહ્ન પણ મને મારા પતિમાં ન જણાયું. એક દેવતા જેવા જ મને તો તે લાગ્યા. હું જાણે એમની કેટલાય સમયની ઓળખીતી હોઉં ને ઘણે વર્ષે મળી હોઉં એવા ભાવ ને પ્રેમથી એમણે મને સત્કારી. શીલાને છોડ્યાનો ઘા જાણે એકદમ એમના એક પ્રેમભર્યા આવકારથી જ રુઝાઈ ગયો. મને હું ભાગ્યશાળી માનવા લાગી.

મારા પતિના સતત સ્નેહભર્યા સહવાસ અને સાથથી મારામાં હિંમત પ્રકટી. હું ગૃહકાર્યમાં કુશળ બની. મને વહેવારનું જ્ઞાન આવી ગયું. મેં ઘરમાં સૌનો પ્રેમ જીતી લીધો અને મારા પતિ મારા-મય જ બની ગયા. એમ. એ.ની પરીક્ષા ઘણા ઊંચા નંબરે એમણે પસાર કરી દીધી અને પ્રોફેસરની પદવી પણ મેળવી લીધી. અમારી જિંદગી પરમ-સુખમાં ચાલવા લાગી.

આ સુખના મહાસાગરમાં પેટ ભરી ભરીને નાહી રહી હતી

ત્યારે મને મારી સખી—મારી નિર્બોધતાનો એકનો એક આશ્રય, મારું બાળપણનું સર્વસ્વ એવી મારી સખી—શીલા મને યાદ આવી. હવે તો મારા પતિને મારા દુન્યવી ડહાપણમાં વિશ્વાસ આવી ગયો હતો. પહેલાં હું જેવી દુનિયામાં રહેવા નાલાયક હતી તેવી હવે રહી ન હતી, સમાજ-ને પહોંચી વળું એવી બની ગઈ હતી, એટલે ઘરની ગંભીર બાબતોમાં પણ મારા પતિ મારો અભિપ્રાય પૂછતા ને મારી સૂચનાનો વિચાર કરતા. મારી સ્વતંત્રતા પણ સ્વીકારવામાં આવેલી એટલે મેં શીલાને તેડાવવા ઇચ્છયું એમાં એમણે બિલકુલ વાંધો ન લીધો, ને શીલા મને મળવા આઠ દિવસ આવી ગઈ. અમે ત્રણેય લહેરથી હર્યાંફર્યાં અને ફરી વેકેશનમાં આવવાનો આગ્રહ કરી અમે એને વિદાય આપી.

પરંતુ દરેક વસ્તુની અવધિ હોય છે એમ સુખની પણ અવધિ ઇશ્વરે નક્કી કરી હશે એટલે ઇશ્વરે અવધિ આવી જવાનું 'સિગ્નલ' પાડી દીધું. મારી બિલકુલ જાણ વિના છૂપાં—દબાતાં પગલે દુઃખ નામની ભાવનાએ મારા ઘરમાં પ્રવેશ કર્યો—પણ એની મને ખબર ન પડી.

શીલા ગઈ, પરંતુ ઘરમાં એક એવું આછું ગમગીન વાતાવરણ મૂકી ગઈ કે મને તો મૂંઝવણ થવા લાગી. શા માટે મારા પતિ શાંત રહેતા હશે, શા માટે મારી સાથે ખૂબ હસતા—બોલતા નહિ હોય, કેમ પુસ્તકોમાં જ મોં પરોવી રાખતા હશે તેની મને ગમ ન પડી. મને થયું કે એક અઠવાડિયું અતિશય તોફાન—મસ્તી અને હાસ્ય—કિલ્લોલમાં ગયું છે એટલે અત્યારે સામાન્ય સ્થિતિમાં આવતાં મને ઓછું ઓછું લાગતું હશે. મારા પતિ મારી સાથે જ જમતા, મારી દરકાર લેતા, મારા પર સ્નેહ રાખતા, સાથે ફરવા લઈ જતા, છતાં મને અંદરથી એવું લાગવા માંડયું કે આ પહેલાં જેવું નથી, આમાં કાંઈક ફેરફાર થઈ ગયો છે. પણ મને સમજ ન પડતી. મારું મન ખરાબ થઈ ગયું હશે એમ માની લઈને મેં એ વિચાર છોડી દીધો.

પણ ધીરે ધીરે ઘરમાં ગંભીરતા વધુ પ્રસરી. હમેશના હસમુખા પ્રેમાળ પતિ ગંભીર ને સહેજ કઠોર બની ગયા. અમે ક્યાંક બહાર જતાં તો ટકોર કરતા કે, 'સાડી બરાબર પહેરતાં તને નથી આવડતી. તું મિત્રો જોડે વાતો કરે છે ત્યારે સાવ ગામઠી ભાષા વાપરે છે. બધા પ્રોફેસરોનું ધ્યાન તારી ભાષા પ્રત્યે ખેંચાય છે. તારે તારી બોલવાની ઢબ તો સુધારવી જોઈએ. વાણીમાં ચપળતા દેખાવી જોઈએ.' ક્યારેક કહેતા કે, 'હું તને રોજ સાથે ફરવા લઈ જાઉં છું, ક્યાંય મળવા જાઉં છું–મીટિંગોમાં જાઉં છું ત્યારે પણ સાથે લઈ જાઉં છું એ પિતાજીને નથી ગમતું; પણ એમને ન ગમે તેથી શું? એ જૂના વિચારના છે, આપણી ભાવનાઓ–આપણો સંબંધ–તેઓ કેમ સમજી શકે? આપણું લગ્ન વિશિષ્ટ છે એવું એમને ક્યાંથી ભાન હોય?' આ રીતે પોતે મારી સાથે વિશિષ્ટ પ્રકારનો સંબંધ રાખે છે એવું મને ભાન કરાવવા લાગ્યા. મને થયું કે આ બે વર્ષમાં કદી મારી ભાષા વિષે એક અક્ષર બોલવાનું સૂઝયું નથી, સાથે લઈ જતી વખતે પોતે વિશિષ્ટ રીતે વર્તી રહ્યા છે એવું કદી પોતાને ભાન થયું નથી—તેને હવે કેમ આવું બધું લાગે છે? મને તેની સૂઝ ન પડી. હું તો તેઓ કહે એમ–તેમને ગમે એમ–વર્તવા પ્રયત્ન કરવા લાગી, પરંતુ મારા પ્રયત્નો જેમ એમને અનુકૂળ બનવા થવા લાગ્યા તેમ તેઓ વધુ ને વધુ અળગા થતા ગયા. ત્યાં તો બે મહિનાનું મોટું વેકેશન આવ્યું ને શીલા આવી પહોંચી. મને જાણે ડૂબતાને તરણું મળ્યું હોય એવી હાશ વળી, ને અજબ જેવી વાત છે કે, મારા પતિ પાછા હતા તેવા જ પ્રેમાળ બની ગયા ને અમે કિલ્લોલવા લાગ્યાં.

પરંતુ અમારો કિલ્લોલ આઠેક દિવસથી વધુ ન પહોંચ્યો. મારા પતિને આનંદમાં મારી હાજરી ખૂંચવા લાગી. કોઈ પણ બહાના તળે તેઓ મને દૂર કરવા લાગ્યા: 'આજે અમારે 'ડીબેઈટ' છે, તને એમાં શું સમજ પડશે? શીલા ભલે આવે, આજે ફલાણો ઈંગ્લિશ સિનેમા

છે, તને અંગ્રેજીમાં ખબર ન પડે ને નકામું શા માટે આવવું? હું ને શીલા જઈશું. તને ટેનિસ કે પાનાં રમતાં પણ નથી આવડતું, શીલા કેટલું સરસ રમી જાણે છે! શીલા, આજે તું મારી સાથે ક્લબમાં આવજે.' આમ રોજ કાંઈ ને કાંઈ બહાના તળે એમણે મને અળગી કરવા માંડી, ને અજબની વાત તો એ છે કે, મારી પ્રાણપ્રિય શીલા પણ એમ જ ઇચ્છતી હોય તેવી રીતે મને મૂકીને એની સાથે ઊપડી જતી. આમ ઘણો સમય વીતી ગયો. મને ખૂબ દુઃખ થવા લાગ્યું. રોજ તેઓ બહાર જાય અને હું રડું. એમ કેટલાય દિવસ કાર્યક્રમ ચાલ્યો, પરંતુ મારા પતિદેવની આંખ ઉઘડી નહિ. દિવસે દિવસે ફિક્કા પડતા મારા મોંએ પણ શીલાને પિગળાવી નહિ. તેને મળતા આનંદને લીધે તે મને ભૂલી ગઈ. મારા પતિએ એને શીખવી દીધું કે, 'મૈત્રીનો અર્થ એમ નથી થતો કે ત્યાં જ ચોંટી રહેવું જોઈએ. બીજેથી આનંદ મેળવવાનો હક્ક સૌનો છે— એનો પણ છે ને તારો પણ છે. તને બીજી જગાએથી આનંદ મળતો હોય તો એણે ઈર્ષા ન કરવી જોઈએ.' આ 'ઈર્ષા' શબ્દે મારી શીલાને સાચી 'શિલા' બનાવી દીધી. એને થયું કે હું ભણેલી છું, સમાજમાં ભળી શકું છું, માનપાન મેળવી શકું છું તે મારી જુનવાણી સખીને નથી ગમતું ને 'ઈર્ષા' કરે છે. મારી સખી થઈને મારી 'ઈર્ષા' કરે છે! બસ આ વાત એને મગજમાં એવી ઠસી ગઈ કે કોઈ પણ નાની-મોટી બાબતમાં તે મારામાં ઈર્ષા જ જોવા લાગી. તે મને દુઃખ લાગે એવું વર્તન પથ્થરનું હૃદય બનાવીને પણ કરવા લાગી. મારે તો હવે આ દુનિયામાં ક્યાંય આરો ન હતો. એ તો વેકેશન પૂરું થયે ચાલી ગઈ ને મારી સ્થિતિ એવી જ કફોડી મૂકી ગઈ.

પરંતુ આટલેથી મારી કમનસીબી અટકી નહિ. મારા પતિ તેના જવાથી બેચેન બન્યા. શીલાને પણ કાંઈક એકલતા સાલી. મારા પતિનું કૉલેજમાં માનભર્યું સ્થાન હતું એટલે અધૂરી ટર્મે શીલાને કૉલેજમાં દાખલ કરવાની મારા પતિએ વ્યવસ્થા કરી નાખી અને શીલાને બોલાવી

લીધી. ઘેર રહીને શીલા અભ્યાસ બરાબર ન કરી શકે એવું મને સમજાવી એમણે એને હૉસ્ટેલમાં મોકલી આપી. બપોરે કૉલેજમાં અને પછી શીલા સાથે કલબ વગેરેમાં એમ આખો દિવસ બહાર જ તેઓ પસાર કરી નાખતા, ઘણી વાર જમતા પણ બહાર જ. આ રીતે એક ત્યક્તા જેવી મારી સ્થિતિ થઈ પડી. હું રડું પણ કેટલું ? રડી રડીને થાકી. અંતે આવી વિષમ સ્થિતિમાંથી છોડાવવા મેં મારા ભાઈને પત્ર લખ્યો. પાંચ–સાત દિવસની આતુર-નયને વાટ જોતાં મારા ભાઈનો જવાબ આવ્યો કે, 'બા કહે છે કે દીકરી તો સાસરે જ શોભે. અને અહીં આવીને પણ તું કેટલા દિવસ રહી શકીશ ? જિંદગી તો ત્યાં જ કાઢવાની છે ને ?' થયું. મારી જિંદગીની તમામ આશા તૂટી પડી. પતિથી ત્યજાયલીને આ દુનિયામાં કોઈ ટેકો નથી આપતું, સગો ભાઈ પણ દૂર નાસે છે, તેની મને પ્રતીતિ થઈ. હવે હું શું કરું ? કેમ જીવું ? કોને માટે જીવું ? આ દુનિયામાં મારું કોણ ? એ પ્રશ્ને મને મૂંઝવી દીધી. ક્યાંય આશાનું કિરણ ન દેખાયું. ચારે બાજુ નજર ફેંકતાં અંધકાર જણાવા લાગ્યો. હું મૂંઝાઈ–ખૂબ મૂંઝાઈ. પરમેશ્વરની માયાને ન પામી શકી. શું આ મારા પતિદેવ ? જેનું મોં સવારમાં જોઈને હું કૃતકૃત્ય થતી તે શું આ મારા પતિદેવ ? તે શું હવે મારા છે ? હા, કાયદો એમને મારાથી છૂટા કરી શકે એમ નથી. હિંદુલગ્ન ગમે તેવો બળતાખોર પતિ હોય તોયે એને છૂટો કરી દે એમ નથી. પરંતુ એવા કાયદાની બેડીમાં જકડાયલા મારા પતિને હું શું કરું ? એમનું હૃદય ક્યાં ? પહેલાંની એમની પ્રેમળ મૂર્તિ ક્યાં ? હવે તો ચાલે છે–જેમ સૌનો ઘરસંસાર ચાલ્યા કરે એમ. મળીએ, જમીએ, વાતો કરીએ, પછી તો પતિદેવ એમના કાર્યમાં ને હું મારી બંધ ઓરડીમાં.

મારાં સાસુ મારું દુઃખ પારખી ગયાં. એમને થયું કે વહુ કાંઈક દુઃખમાં છે. એક દિવસ પાસે બોલાવી ગોદમાં લઈને મને પૂછવા લાગ્યાં, 'કેમ બેટા, કેમ છો ? કેમ હમણાં ઉદાસ જણાઓ છો ? તબિયત નરમ

રહે છે ?' એમને હું શું જવાબ દઉં ? ધ્રુસકે ધ્રુસકે રડી પડી. તેઓ પણ સમજી ગયાં હોય એમ વગર બોલ્યે મને પંપાળવા લાગ્યાં ને શાંત પડયે મારી ઓરડીમાં મને મૂકી ગયાં.

પણ હવે આમ લાંબું ચાલે તેમ ન હતું. સાસુ-સસરાના પ્રેમ-વહેણમાં મારી જીવનનૈયા હાંકવાનું મારામાં બળ ન હતું. મારા જીવનસાથીના સહચાર વિના એક ડગલું પણ આગળ ચાલવાની મારામાં શક્તિ નહોતી રહી. 'શું કરું ? ક્યાં જાઉં ?' એમ વિચારતી વિચારતી મારા પલંગમાં ઓશીકામાં મોં દબાવીને હું સૂઈ ગઈ.

ધડાધડ, ધડાધડ બારીબારણાં ભટકાવા લાગ્યાં. સૂ સૂ કરતો પવન ઓરડાની ચીજ-વસ્તુઓને ફગાવી દેવા લાગ્યો. ટેબલ પરનાં ફ્લાવર-વાઝ નીચે પડી પડીને ભુક્કો થઈ ગયાં. ચારે બાજુ ભયંકર ઉલ્કાપાતનું જાણે કે ઘમસાણ મચી ગયું. હું બેબાકળી જાગી ઊઠી-જોઉં તો બીજો પલંગ ખાલી હતો. શું મારા પતિદેવ આવ્યા જ ન હતા ? કે મેં ઊંઘને લીધે સત્કાર્યા નહિ એટલે ચાલ્યા ગયા ? આ તોફાનમાં તેઓ ક્યાં હશે ? એમની શી સ્થિતિ હશે ? દોડી દોડીને હું બધા ઓરડા જોઈ આવી. દીવાનખાનાનો ખૂણેખૂણો ખોળી વળી. એમને ક્યાંય ન જોતાં હતાશ થઈ પાછી ફરી બારીમાં ઊભી રહી. બહાર વૃક્ષોની ઘટાઓ અંધકારને વધુ ભયાનક બનાવતી હતી અને જાણે કે કહેતી હતી કે, 'બેન લીલા, તારું જીવન હવે લીલું નથી રહ્યું. તારા દિલ ઉપર આથી પણ વધુ કાળો ઘોર અંધકાર છવાઈ ગયો છે. ચાલી આવ, અમારી પાસે તું ચાલી આવ.' પવન સૂ સૂ અવાજ કરી કરીને પુકારતો હતો, 'એ-ય મૂરખ ! ક્યાં સુધી ત્યાં ઊભું રહેવું છે હવે ? હવે આ દુનિયામાં તારું છે કોણ ? કોની રાહ જુએ છે ? કોની આશામાં ઊભી રહી ગઈ છે ? આ આખી દુનિયામાં અમારા સિવાય તારું કોઈ નથી-કોઈ જ નથી. ચાલી આવ, ચાલી આવ.' એક મોટો વીજળીનો કડાકો થયો. એક પલક સર્વત્ર પ્રકાશ છવાયો. લીલાના મગજમાં પણ એક ઝબકાર થયો. બારણા તરફ

એ ગઈ. ફટા...ક દઈ બારણું ઉઘાડી ગાંડાની માફક નિર્જન ઘોર અંધારા વનમાં એ દોડવા લાગી.

*

અંધારામાંથી જાણે અવાજ આવવા લાગ્યા...'ક્યાં જાય છે? ઊભી રહે, ઊભી રહે.' પણ એ અવાજોને ન ગણકારતી હોય એમ, 'ગમે ત્યાં, નસીબ લઈ જશે ત્યાં,–તળાવમાં, નદીમાં, અગાધ સાગરમાં, અફાટ જંગલમાં, જ્યાં પગ લઈ જશે ત્યાં, જ્યાં પવન ખેંચી જશે ત્યાં. હું ત્યક્તા છું, હું ત્યક્તા છું, મારું આ જગમાં કોઈ નથી, કોઈ નથી, રે-કોઈ નથી' કહેતી અંધારામાં એ ગાયબ થઈ ગઈ!

## છેલ્લો આશરો

"સીતાને તોરણ રામ પધાર્યા
લે રે પાનેતી પે'લું પોંખણું."

લાંબા લાંબા સાદ કાઢીને બૈરાંઓનું ટોળું શેરી ગજાવી રહ્યું છે. ઢોલીઓ ઘણે મહિને નાચવા-કૂદવાનો પ્રસંગ મળતાં અને લાડુનો તડાકો પડતાં આનંદમાં આવી ગયા છે—જાણે એમના સગા દીકરાઓનાં જ લગ્ન હોય એમ કૂદી કૂદીને ઢોલ વગાડે છે ને પરસેવો ઉતારે છે. વરઘોડાના મોભીઓ ખભે ખેસ નાખીને પાઘડી સમી કરતા કરતા આમતેમ દોડે છે. ઘરના આંગણાથી શેરીના નાકા સુધી ધામધૂમ ને આનંદના પોકારો ઊઠી રહ્યા છે—માત્ર ઘરની અંદરની એક ઓરડીમાં એક અંતર રડી રહ્યું છે. સૌ કોઈ સમજે છે કે આટલાં વરસ માબાપની

શાળી છાયામાં રહી એટલે પિયર છોડવું ગમતું નથી, ને એટલે જ સૌ "તારી સાસુ તો બહુ ભલી છે અને જશવંતલાલ તો હોંશીલો છે, તને જરીયે અહાંગળો નહિ લાગવા દે." એવાં એવાં વચનો કહી એને આશ્વાસન આપે છે; પણ એ બધું કહેનારાંને શી ખબર પડે કે આ અંતર તો કોઈ બીજા જ કારણે આંસુ સારી રહ્યું છે!

સુશીલા એનાં માબાપની એકની એક દીકરી હતી. એને બે ભાઈઓ હતા પણ પુત્રી તરીકે તો એ એક જ હતી એટલે ઠીક લાડ પામી હતી. નામ પ્રમાણે સ્વભાવે પણ સુશીલ જ હતી અને તેથી જ આવા ચોથી વાર ઘોડે ચડીને આવેલ વરરાજા સાથે પરણવાની ના નહિ પાડતાં માબાપની આબરૂ ખાતર પોતાની આશાઓનું, પોતાની જુવાનીનું ને પોતાના જીવનનું બલિદાન એ આપી રહી હતી. એના પિતા એક સામાન્ય વેપારી હતા. ગામને ખૂણે મીઠા-મરચા ને અનાજની એક હાટડી માંડીને એનું ને એના નાના કુટુંબનું એ ગુજરાન ચલાવતા. બંને દીકરા નાના હતા એટલે ક્યારે મોટા થશે, ક્યારે કમાશે અને ઘડપણમાં એને પાળશે-પોષશે કે નહિ તે વિષે કાંઈ જ નક્કી નહોતું. એને તો એની બુદ્ધિ-શક્તિ પર પોતાનું ગુજરાન અને પોતાની પુત્રીનું ભાવિ નક્કી કરવાનું હતું. સુશીલા ધીરે ધીરે કરતાં તો મોટી થઈ ગઈ. સોળ વરસની થઈ એટલે તો સગાંઓ કાન ફોડી નાખવા લાગ્યા: "સાવ અક્કલ વિનાનો છે, આંધળો જ છે; ધણી એવો પણ ઘરના બૈરાને તો ખબર પડે કે નહિ? સાપનો ભારો ઘરમાં ક્યાં સુધી સંઘરી રખાતો હશે?" આમ ચારે બાજુથી ઠપકાનો વરસાદ વરસવા લાગ્યો. છગનલાલને કાને તો બહુ વાત ન આવે પણ ઊજમબાઈને કોઈ સુખે ઊંઘવા નહોતું દેતું. એ ચિંતામાં ને ચિંતામાં ઊજમબાઈ રાતદિવસ લોચાવા લાગ્યાં. છગનલાલને પણ લાગ્યું કે હવે કાંઈક કરવું જોઈએ. પણ એમ લાગવાથી શું વળે? મુરતિયો ક્યાં? ઘોળમાં રહેવું જોઈએ, ઘોળ બહાર જવાનું વિચારે તોય એમ ઘોળ બહારેય મુરતિયો ક્યાં ડારી મૂક્યો હતો?

અભણ ને વળી ગામડિયણ છોકરીને કોઈ સુધરેલા તો લે નહિ. નાતીલામાં છોકરા હોય પણ સૌ કુળ ને પૈસો જુએ, પહેરામણી મળે એમ હોય તો સામું જુએ. આવા ભૂખ જેવાને વેવાઈ કરીને શું આબરૂ કાઢે ? ત્યારે સુશીલાય કાંઈ એવી ચાલાક–ચબરાક નહોતી કે પોતાની જાતે શોધી લઈને પરણી લે અને માબાપનો ભાર ઓછો કરે. ચારે બાજુ ફાંફાં મારે ને ક્યાંય પત્તો ન ખાય એટલે છગનલાલ કંટાળે ને "નસીબમાં હશે ત્યારે થશે" કહી વાત વિસારે પાડે. પણ એમ દુનિયા શેની વીસરવા દે ? નાતમાં પૈસા લઈને ઘરડા કે બે–ચાર વાર પરણી ચૂકેલાને દીકરી આપી દઈને કમાઈ લેવાનો રિવાજ હતો ને એ રિવાજનો અમલ પણ ઠીક ઠીક થતો. છગનલાલને એ રિવાજનો આશ્રય લઈ આ આફત ટાળવા અને કુટુંબને ન્યાલ કરી દેવા સૌ કોઈ કાન ફૂંકી જતાં–એને પણ મન થઈ જતું. કેટલાંય વરસોથી ગદ્ધાવૈતરું કરતો છતાંય દમડી એકકી નહોતી થતી તો આ શું ખોટું એમ થતું, પરંતુ જ્યારે સુશીલા સામે આવતી ત્યારે વિચાર ફરી જતો : આવી ગરવી છોકરીને ક્યાં ફેંકી દેવી એમ એનો આત્મા બોલી ઊઠતો ને પોતાનો વિચાર માંડી વાળતો. આમ કરતાં વરસ–દોઢ વરસ નીકળી ગયું. સુશીલાને સત્તર વરસ પણ પૂરાં થઈ ગયાં. એના જેવડી બીજી છોકરીઓ પરણીને સાસરે ચાલી ગઈ, કોઈક કોઈક તો એકાદ બાળકની માતા પણ બની ગઈ. શીલા સમજી ગઈ કે પોતે કમનસીબ છે. પોતાના પિતા પોતાની સખીઓના પિતાની જેમ પૈસાની જોગવાઈ કરી શકે તેમ નથી, મોટી પહેરામણીઓ આપી શકે તેમ નથી ને પોતે સૌભાગ્યનું સુખ પામી શકે તેમ નથી. એ પણ બીચારી મનમાં ને મનમાં બળવા લાગી. બીજી છોકરીઓનું સુખ જોઇ એની આંતરડી કકળવા લાગી. પણ એ કોને દોષ દે ? એનાં માબાપનો એમાં શું વાંક ? વાંક એના નસીબનો કે જેથી પોતે ભણી ન શકી કે ન પૈસાદારને ઘેર જન્મી શકી. ઊજમબાઈના દુઃખનો તો પાર નહોતો. દીકરીનું દિવસે દિવસે લેવાતું જતું મોં જોઈને એ વધુ ને વધુ દુઃખી થતી હતી, પણ એ નાઈલાજ હતી.

એવામાં બાજુના ગામડાનો પૈસેટકે સુખી એવો એક વેપારી વિધુર થયો. મરી ગઈ એ એની ત્રીજી વારની સ્ત્રી હતી. પૈસા ઠીક ઠીક હતા ને સંતાન થતું નહોતું એટલે વારંવાર પરણવા તે તૈયાર જ રહેતો. આ વખતે પણ સ્ત્રીને મર્યે આઠ–દસ દિવસ થયા ત્યાં ફરી પરણવાની એણે તૈયારી બતાવી. કુટુંબમાં ઘરડી મા સિવાય કોઈ હતું નહિ એટલે માને પણ પૈસો વાપરનાર આવે એવી ઇચ્છા રહેતી. જશવંતલાલની ઉંમર હતી મોટી, દેખાવ પણ કદરૂપો હતો, એટલે કોઈ સહેલાઇથી કન્યા દેતું નહિ; પણ સૌ કોઈને નમાવે એવો પૈસો એની પાસે હતો ને એટલે જ દર વખતે પૈસાના જોરે એ કન્યા લઈ આવતો. આ વખતે તો ઉંમર પણ વધુ થઈ ગઈ હતી. પિસ્તાલીસ ઉપરની ઉંમર, મોઢું વિકૃત અને બાંધો પણ ઘડપણની નજીક એટલે પરણવું સહેલું નહોતું. પરંતુ પૈસાના જોરે એનામાં હિંમત હતી. છેલછબીલા મિત્રો ઘડપણ ભુલાવીને જુવાન બનાવવાના કીમિયા બતાવતા હતા. ધોતિયું, કોટ, ટોપી અને ખેસ એમ સંપૂર્ણ પોશાક એની કદરૂપી ચામડીને ઢાંકી દેતો હતો. જશવંતલાલ પરણવાના છે અને કન્યાની શોધમાં છે એ વાત ચારે બાજુનાં ગામડાંમાં ફેલાઈ ગઈ. છગનલાલને કાને પણ એ પહોંચી અને 'હા–ના,' 'હા–ના' કરતાં રૂપિયા ત્રણ હજારમાં આજનો અવસર એને સાંપડી ગયો. સુશીલાને પહેલાં તો કશી ખબર નહોતી પરંતુ દિવસો જતાં બધી માહિતી એને મળી ગઈ. સગાંવહાલાં ને બહેનપણીઓ આવી અવીને ચૂંટલી ખણવા લાગીઃ "રાંડ, તું તો ફાવી ગઈ! ઘરની રાણી થઈને રહેવાનું મળશે! સાસુ લાડ લડાવશે! જશવંતલાલે હોંશીલો છે. જો ને, અત્તર–બત્તર છાંટીને કેવો સજ્જ થઈને આવ્યો છે! તને તો હથેળીમાં રાખશે-હથેળીમાં!" જેમ જેમ ચારે બાજુથી હર્ષની ને ખુશાલીની વાતો સુશીલાના કાને આવવા લાગી તેમ તેમ એનું અંતર વધુ બળવા લાગ્યું. ત્યાં તો વરઘોડો આંગણામાં આવી પહોંચ્યો. સુશીલાને નહોતું જવું છતાંય એની બહેનપણીઓ પરાણે ઢસડીને એને બારીએ લઈ ગઈ ને સીતાને તોરણ

પોંખાતા રામનાં દર્શન કરાવ્યાં. સુશીલા તો વરરાજાને જોતાં આભી જ બની ગઈ. મોટી ઉંમર કલ્પી હતી, કદરૂપાપણું કલ્પ્યું હતું, પણ આવી આકૃતિ–આવી કદરૂપતા–તો નહોતી કલ્પી. એક મિનિટથી વધુ એ એના રામને ન જોઈ શકી, ત્યાં જ ચક્કર ખાઈને એ ફસડાઈ પડી. એટલી બધી સહિયરોમાંથી એકેય એનું દિલ સમજી ન શકી. ઊંચકીને સૌ ગોત્રજ પાસેની એની ઓરડે એને લઈ ગયાં. કોઈ હવા નાખવા લાગ્યું ને કોઈ પાણી છાંટવા લાગ્યું: "એ તો આજનો ઉપવાસ છે ને રોઈ–રોઈને અડધી થઈ ગઈ છે એટલે ઊભી ન રહી શકી" કહી ગોર મહારાજે સૌને શાંત કર્યાં. એ શુદ્ધિમાં આવી ત્યારે છોકરીઓ એને આનંદ આવે એવી વાતો કરવા લાગી. એક જણીએ બહારથી આવીને કહ્યું, "અલી સુશલી! જો તો ખરી, કાંઈ લૂગડાં છે...કાંઈ લૂગડાં! ભારે ભારે સાડીઓ ને ભારે ભારે પોલકાં! ઘરેણું તો તને લાદી દેશે–લાદી! સૂંડલો ઘરેણું છે! ખરી નસીબદાર તું!" ત્યાં બાજીએ એને ટંકોરી: "લે હવે ઊભી થા, આમ રોઈને અપશુકન શું કરવા કરે છે: લે આ તારો છાબ આવી, એકએકથી ચડિયાતાં ઘરેણાં છે!" "ઘરેણાં–લૂગડાંને હું શું કરું?" બસ આટલું જ સુશીલા માંડ માંડ બોલી શકી. સહિયરો બધી એકબીજી સામે તાકી રહી. ત્યાં બહારથી "કન્યા પધરાવો"ની બૂમ પડી ને સુશીલાના મામા હરખાતાં હરખાતાં સુશીલાને મંડપમાં લઈ ગયા. બૈરાંઓએ "લાડો–લાડી જમે રે કંસાર", "દીકરી પરણાવોને કર્યાં અજવાળાં" ગાઈ ગાઈને સાદ બેસાડી દીધા. ઊજમબાઈએ હોંશે હોંશે ગાનારાંઓને ખારેક વહેંચી ને બીજે દિવસે રડતાં રડતાં દીકરીને સાસરે વળાવી દીધી.

પછી ત્રણ–ચાર મહિના નીકળી ગયા. ઊજમબાઈ અને છગનલાલ માથેથી ભાર ઊતર્યો–મોટું કામ પતાવ્યું–એની હળવાશ અનુભવતાં, મળેલા પૈસાથી સંતોષથી રહેતાં હતાં. દીકરી પહેર્યે-ઓઢ્યે સુખી છે, સાસુ બહુ સાચવે છે, 'શેર માટી' સિવાય શાનીય બીજી ખોટ નથી,

એવા સમાચાર આવતાં "ભગવાન સામું જોશે" એમ કહી છગનલાલ સંતોષ લેતા. પણ 'શેર માટી' માટે ઊજમબાઈ કયારેક જોષીને પૂછતાં ને દીકરીને દોરા–ધાગાની સૂચનાઓ મોકલતાં. પરંતુ સુશીલાની સ્થિતિ સાવ જુદી હતી. વાયલ ને મલમલની સાડીઓ, ઘી–ગોળની રેલમછેલ કે પગનાં ઝાંઝર અને નાકની વાળી એના દિલને સ્પર્શતાં નહોતાં. દિવસ આખો સાસુનો સહવાસ ને ઘરકામ દુઃખ વિસારે પડાવતાં, પણ રાત્રે ઘરડો અણગમતો પતિ જે ત્રાસ આપતો તે અસહ્ય હતો. ગામડામાં ઘરની આબરૂ મુખ્ય ગણાય. મોટા ઘરની વહુ રાડારાડ કે બુમાટા મચાવે અગર તો કોઈના દેખતાં આંસુ સારે તે કેમ ચાલે! બધું અંતરમાં સમાવ્યે જ છૂટકો! નસીબમાં કામી પતિ હતો તે એવો મળ્યો, એમાં કોને દોષ દેવો! રાતદિવસની આ બળતરામાં દૂધ–ઘીની રેલમછેલ હોવા છતાં સુશીલા દિવસેદિવસે દૂબળી પડવા લાગી. માબાપથી છૂટી પડી છે એટલે ગમતું નહિ હોય એમ માની સાસુએ વચ્ચે આઠેક દિવસ સુશીલાને પિયર મોકલી. પછી તો પાછી એની એ સ્થિતિ થઈ રહી. જશવંતલાલની રહેણીકરણીમાં કાંઈ ફેર પડ્યો નહિ. પુરુષનો તો પત્ની પર સંપૂર્ણ અધિકાર છે–એ અધિકાર તો એને ભોગવવો જ રહ્યો. આટલા પૈસા ખરચ્યા તે કાંઈ નાખી દેવા ઓછા ખરચ્યા છે? સુશીલા મરી જશે તો બીજી આવશે પણ અધિકાર કેમ જતો કરાય! સુશીલાની સ્થિતિ હવે અસહ્ય બની. અણગમતો માણસ અને વળી આટલો ત્રાસ–બંને વસ્તુ દિવસે દિવસે એને બળવાખોર બનાવવા લાગી. બધું છોડીને ક્યાંક નાસી જવા–ક્યાંક જઈને ચોખ્ખી હવા લેવા–એનું મન તલપાપડ થઈ રહ્યું. એવા દિવસની તે રાહ જોવા લાગી.

શ્રાવણ મહિનાની અંધારી રાત હતી. વરસાદ ઝરમર ઝરમર વરસતો હતો. રસ્તેથી કોઈ લહેરીલાલો

**"ઝીણા ઝરમર વરસે મેહ, ગુલાબી નહિ જાવા દઉં ચાકરી રે."**

ગાતો ગાતો જતો હતો. સુશીલાને એ ઝીણા ઝરમર મેહમાં ભિંજાવાની

ઇચ્છા થઈ, ભિંજાયેલી માટીમાં ઉઘાડા પગે રખડવાની ઇચ્છા થઈ, કોઈ એવા ગુલાબી આદમીના હાથમાં હાથ ભીડીને ગામને પાદરે પાદરે ભમવાની ઇચ્છા થઈ—ને બીજે જ પળે એની નજર બાજુમાં સૂતેલા જશવંતલાલ પર પડી. ભરઊંઘમાં એનું નાક ફૂંફાડા બોલાવી રહ્યું હતું. સુશીલાનું દિલ તિરસ્કારથી ઊભરાઈ ગયું, ઘૃણા એને રોમેરોમ વ્યાપી ગઈ: પોતાને ત્રાસ આપીને હવે કેવો નિરાંતે ઊંઘે છે. છે કોઈ પ્રકારની ચિંતા, વિચાર કે ભાવ મોં પર! માત્ર વાસનાનું પૂતળું! આમ કેમ જિવાય–કેમ રહેવાય? એકાએક બહાર વીજળીનો કડાકો થયો. ખુલ્લી સીમ ને એમાં દૂર દૂર ચાલી જતી પગદંડી દેખાણી. વીજળીની જેટલી જ ઝડપથી મગજમાં વિચાર આવ્યો: શા માટે નાસી ન જવું? શા માટે અહીં પડ્યું રહેવું? માબાપને ત્યાં શું હું એક ભારે પડીશ? કામ કરીને પેટ ભરીશ પણ આ કાળમુખાથી દૂર થવાય તો બસ. બીજે જ મિનિટે હળવેક રહીને એ ઊભી થઈ, ધીમેથી બારણું ખોલ્યું ને બિલ્લી-પગે બહાર નીકળી ગઈ. આખી રાત લગભગ દોડતી જ ચાલી. વહેલી પરોઢે એ રામપર પહોંચી ગઈ. બારણામાં પેસતાં જ ઊજમબાઈ વાસીદું લઈને સામે મળી. એને બાઝી પડી. ઊજમબાઈના આશ્ચર્યનો પાર ન રહ્યો. વાસીદાનો ટોપલો ફેંકી દઈને એણે તો બીકમાં ને આશ્ચર્યમાં ઉપરાઉપરી સવાલો પૂછવા માંડ્યા. છગનલાલ પણ જાગી ગયા. દીકરીને ઘરમાં લઈ ગયા. માએ પડખે બેસાડી બધી વાત પૂછી. સુશીલા પોશપોશ આંસુએ રડી. ઊજમબાઈ ને છગનલાલ ચિંતામાં પડી ગયાં. મોટી દીકરીને ઘરમાં રાખવી કેમ! અને જશવંતલાલ રહેવાયે શેના દે? ત્યાં તો બપોરે મારતી ઘોડીએ જશવંતલાલે માણસ મોકલ્યું. "સુશીલાની ચિંતા ન કરે, અહીં સલામત છે, બે–ચાર દિવસમાં મોકલી આપશું" કહીને છગનલાલે માણસને પાછો વાળ્યો. બે–ત્રણ દિવસ પછી જશવંતલાલ પોતે આવ્યા. આવી ત્યારથી સુશીલાનાં આંસુ સુકાયાં નહોતાં, પેટ ભરીને એણે ખાધું પણ નહોતું ને પાછી ન જવાની હઠ પકડી હતી. પણ માબાપના હાથની વાત નહોતી. એમણે તો ખૂબ ખૂબ સમજાવી:

"દીકરી સાસરે જ શોભે. ગમે તેવો તોય ધણી—ધણીનું કોઈ ધણી નથી. સારો કે નરતો—નભાવ્યે જ છૂટકો. બૈરાનો અવતાર છે, સહન ન કરીએ તો ક્યાં જઈએ ?" એવી કેટલીક સનાતન શિખામણો આપી હૈયું કઠણ કરીને ઊજમબાઈએ આઠમે દિવસે સુશીલાને સાસરે વળાવી દીધી......

ને બીજે જ અઠવાડિયે સુશીલા, જ્યાંથી કોઈ એને જશવંતલાલ પાસે પાછી ન મોકલે ત્યાં ચાલી ગઈ ને જશવંતલાલનો ગુસ્સાભર્યો કાગળ આવ્યો: "તમારી સુશીલાએ મારું નાક કપાવ્યું છે. મારા ગામના કૂવાને એણે અળખામણો કર્યો છે."

ઊજમબાઈ કે છગનલાલ પાસે એનો જવાબ નહોતો.

# સુધાનું મૃત્યુ

વહાલી મિનુ,

ઘણા સમયથી તને લખવાનું મન થતું હતું પરંતુ કલમ ઊપડતી નહોતી. થતું કે હું કાંઈક ખોટું સમજતી હોઈશ તો ? મારી કાંઈક ભૂલ હશે તો ? મારી મિનુ રિસાઈ જશે તો ? પરંતુ હવે મને લાગે છે કે મારે તને લખવું જ જોઈએ—મારી ફરજ મારે બજાવવી જ જોઈએ.

હું ત્યાં આવી ત્યારે મેં જોયેલું અને ત્યારપછી પણ સાંભળેલું કે, તારી અને અરુણની મિત્રતા દિનપ્રતિદિન ગાઢ બનતી જાય છે, અને એ લગ્નમાં જ પરિણમશે એવી સૌની દૃઢ માન્યતા પણ બંધાઈ ગઈ

છે. આથી મને દુઃખ થાય છે, અગર તો હું આ સામે કશા વાંધા રજૂ કરું છું એવું કશું નથી. અરુણને હું સારી પેઠે ઓળખું છું. એ તેજીલો યુવાન છે, એનાં કાંડાંમાં જોર છે, એ દુનિયામાં ગમે ત્યાં માર્ગ કરીને ઊભો રહી શકે તેવો તાકાતવાળો છે, રાષ્ટ્રપ્રેમથી એનું હૈયું છલોછલ ભરેલું છે. આવા યુવાનો અત્યારે તો ભાગ્યે જ ક્યાંક જડે છે એ હું બરોબર સમજું છું, અને એવા યુવાનની મિત્રતા તું મેળવી શકી છે તેથી તને ભાગ્યશાળી પણ માનું છું. પરંતુ, તું જાણે છે કે, મને તારા પર અતિ અતિ લાગણી છે. મને હરહમેશ લાગ્યા કરે છે કે, હું જ્યાં જ્યાં ભેખડાણી હોઉં તે બધા જ ખડકો હું તને બતાવી દઉં; જ્યાં જ્યાં હું મૂંઝાઈ હોઉં ને માર્ગ ભૂલી હોઉં તેના ઉકેલો અને સાચા રસ્તા તને બતાવી દઉં, જેથી કદી મને જીવન જીવવામાં જેટલી મુશ્કેલી આવી એટલી તને ન આવે; તારી સમક્ષ રસ્તાઓનો ચોખ્ખો નકશો મૂકી દઉં, જેથી તું ખુલ્લી આંખે જોઈ–તપાસીને જ તારો રસ્તો પસંદ કરે. બીજી પણ એક ભાવના આની પાછળ છે. તું જાણે છે કે હુંય તારા જેવી ભાવનાઓથી ભરપૂર હતી, હું પણ કૉલેજના મંચ પર ચડી ચડીને સ્ત્રી–પુરુષની બિરાદરી માટે પોકારો પાડતી, મીટિંગો ભરતી અને સૌને પુરુષ સાથે ખભેખભા મિલાવવા માટે તૈયાર કરતી.

આજે મને મારી એ યુવાની યાદ આવે છે ને મારું દિલ નિરાશાથી ભરાઈ જાય છે. મને થાય છે કે એ બધી તો વાતો–વ્યવહારમાં કાંઈ ન થઈ શકે. વળી ક્યારેક કોઈ શક્તિનાં દર્શન કરતાં થાય કે હું તો મુડદાલ હતી. જો કોઈનામાં શક્તિ હોય તો પોતાના સિદ્ધાંતો જરૂર જીવનમાં ઉતારી શકે. ખૂબ ખૂબ વિચારે ચડી જવાય છે ને એકદમ તું મારી નજર સામે તરી આવે છે–જાણે અદૃશ્યમાંથી તું મને કહેવા લાગે છેઃ "બેન, શા માટે નિરાશ થાઓ છો? મારા સામું જુઓ, શું હું તમને નબળી લાગું છું? શું હું કોઈથી દબાઈ જાઉં એવી છું? મારો આત્મા સ્વતંત્ર છે અને સ્વતંત્ર રહેશે, કદી કોઈ સમાજની રૂઢિમાં પિસાશે નહિ, કદી કોઈ પુરુષની ગુલામી કરશે નહિ"...ને વળી મને આશા

પ્રકટે છે. થાય છે કે, ના ના, મારી મિનુ મારા બધા જ સિદ્ધાંતોનો અમલ કરશે—જે હું નથી કરી શકી એ એ કરશે. આમ આવા આવા વિચારોમાં મેં મારા સિદ્ધાંતોની અને મારા કાર્યની મૂર્તિ તરીકે તને હમેશ નિહાળી છે, મારી અશક્તિઓનું દર્દ તારી શક્તિની આશામાં મેં ફિટાડયું છે; પણ જ્યારે હવે તું તારા જીવનની કેડી પાસે આવીને ઊભી છે ત્યારે મને શંકા થવા લાગી છે કે ક્યાંક તું મારી આશાઓના ભુક્કા તો નહિ ઉડાડી દે ને? લાગણીના વહેણમાં તારા બધા સિદ્ધાંતોને તરતા તો નહિ છોડી દે ને? એટલે, મારા દિલને શાંતિ આપવા અને તારા માર્ગમાં તને સાવધ રાખવા આ પત્ર લખું છું.

આપણે જુવાન હોઈએ છીએ ત્યારે આપણું લોહી ઊછળતું હોય છે, દુનિયાને ઊંધીચતી કરી નાખવાનાં આપણાં સ્વપ્નાં હોય છે; પરંતુ કોણ જાણે કેમ, આપણે એ કાર્ય પાસે આવીને ઊભાં રહીએ છીએ ત્યારે 'આમ તો કરવું જ જોઈએ', 'આ તો ન જ કરાય' એવી એવી રૂઢિમાં પગલે પગલે ગૂંચવાતાં જઈએ છીએ, અને છેવટ એનું શરણ સ્વીકારીને શાંતિથી અને સંતોષથી જીવન વિતાવીએ છીએ.

તારા બનેવી રમેશને તો તું પહેલેથી ઓળખે છે. અમે લગ્ન કર્યું ત્યારે બા–બાપુજીએ રાજીખુશીથી સંમતિ આપી નહોતી એ બધી વાત તું જાણે છે એટલે કહેવાની જરૂર નથી. હું તો મારા લગ્ન વિષે જ તને કહેવા માગું છું.

અમે લગ્ન કર્યું કૉલેજનાં પગથિયાં પરના પ્રથમ–આકર્ષણના ખેંચાણે. હું બિરાદરીમાં માનનારી હતી. દર વખતે ચર્ચાના સમયમાં હું હમેશાં સ્ત્રીઓની નબળાઈ પર ટીકા કરતી. પુરુષો માલિકી ભોગવવા માટે ટેવાઈ ગયેલા છે એટલે ગમે તેવી વાતો કરતા હોય તોપણ પોતાનો સમય આવ્યે માલિક બની બેસે છે. એવી તક પુરુષને મારા હાથે ન મળે એ હેતુથી મેં લગ્ન જ ન કરવું એવું નક્કી કરેલું. રમેશને અને મારે મિત્રતા તો ગાઢ હતી, પરંતુ હમેશ હું પરણવા વિરુદ્ધ બોલ્યા

કરતી એટલે લગ્ન વિષે તેઓ મને કદી કશું પૂછી શકેલા નહિ. તેઓ હમેશ ઘેર આવતા, સૌની સાથે ભળતા, મોટાભાઈના તો એ મિત્ર બની ગયેલા, અને રોજ સાંજે હું એકલી જ એમની સાથે ફરવા જતી—પણ કદી અમે લગ્ન વિષે વાતો ન કરતાં. 'લગ્ન' શબ્દથી જ હું છંછેડાઈ જઈશ એવો એમને ભય લાગતો એટલે કૉલેજની અને બીજાંનાં જીવનની વાતો કરી અમે પાછાં વળતાં.

એક દિવસ હું જરા ગંભીર હતી. બાએ બપોરના ચાના વખતે ઘણું ઘણું કહેલું, "આવડાં મોટાં તો કોઈનાં છોકરાં નહિ થતાં હોય. જેમ નથી બોલતાં એમ બધાંય માથે ચડતાં જાય છે. પરણવું હોય એની સાથે પરણે, પણ કુંવારાં તે કોઈને દેખ્યાં છે?" બાપુજીએ પણ એમની મીઠાશથી મને પંપાળીને જણાવી દીધું કે, 'લગ્ન વિના જીવી જ ન શકાય.' અને હું વિચારે ચડી. કેટલાંયના દાખલા વિચારી જોયા, તો કેટલાંક પ્રેમભગ્ન થયેલાં કુંવારાં જોયાં અને કેટલાંક ઘણો સમય સુધી કુંવારાં રહીને પરણ્યાં હોય એવાં જોયાં. આંગળીને વેઢે ગણાય એટલી વ્યક્તિઓ કુમારિકા જણાઈ, પરંતુ એમનું જીવન આદર્શ ન જણાયું. એટલે મારું મન ચકડોળે ચડ્યું. આવી આવી વ્યક્તિઓ આટલી મોટી ઉંમરે પણ છેવટ પરણી નાખવાનો જ વિચાર કરે છે તો જરૂર એની પાછળ સબળ કારણ હોવું જોઈએ. તે દિવસે જ સાંજે નિયમ પ્રમાણે રમેશ આવ્યા, પણ હું એમની સાથે તડાકા ન મારી શકી. ફરવા ગયાં તો ત્યાં પણ થોડી થોડી વારે વિચારમાં પડી જવા લાગી. હવે રમેશથી ન રહેવાયું: "સુધાબેન, તમારી આ ગંભીરતા હું નથી સહી શકતો. શું થયું છે તે જણાવશો?" એઓ તો બીચારા મારા પર ખૂબ જ લાગણી રાખતા એટલે મારું દુઃખ જરા પણ સહન ન કરી શકે તે સંભવિત છે, પરંતુ મેં વાતને ઉડાડી મૂકી ને અમે જલદી ઘેર પાછાં વળ્યાં.

બીજા બે દિવસ પણ એમ જ ગયા. રમેશ મારી ગંભીરતાનો તાગ લીધા વિના ન અટક્યા. એમણે ભાઈને પૂછી જોયું. ભાઈએ બધી

વાત જણાવી દીધી. તે દિવસે સાંજે જ રમેશે મને સમજાવવા માંડી, "શા માટે આટલું બધું મંથન? આટલી વ્યથા?" તે દિવસે પહેલી વાર જ બાગમાં માંડવા હેઠે પ્રેમના પહેલા શબ્દો એણે ઉચ્ચાર્યા અને એની અસર જોવા મારા સામું તાકી રહ્યા, પરંતુ હું કાંઈ જ ન બોલી. ફરી એણે સમજાવવા માંડ્યું, "જુઓ સુધાબેન, દુનિયામાં કોઈ માણસ કદી એકલું રહીને કશું કરી શકતું નથી, હમેશ સાથીની જરૂર રહે જ છે. હૂંફ વિના માણસ પોતાના દિલની વરાળ કાઢે ક્યાં? તમારું દિલ ખૂબ મૂંઝાતું હોય, જરા આરામ માગતું હોય, સાંત્વના ઇચ્છતું હોય, તો તમે ક્યાં જાઓ? અને આટઆટલા પરિચય પછી પણ તમને મારો સાચો ખ્યાલ આવ્યો નથી? હું પણ શું તમને બીજા બધા પુરુષો જેવો સામાન્ય આદમી લાગું છું? જેમ તમારે આદર્શો છે–સિદ્ધાંતો છે, એમ મારે પણ છે, હો? તમે વિચાર કરો, જરા બુદ્ધિથી વિચાર કરો, તમારા 'પૂર્વગ્રહોને' દૂર ખેસવીને વિચાર કરો. હું તમને ગંભીર જોઈ શકતો નથી. તમારું મોં જરી કરમાયલું જોઉં છું ને મને હજાર હજાર વીંછીના ડંખની વેદના થાય છે. મારા દિલનો પણ ખ્યાલ કરો." બોલતાં બોલતાં એમણે મારો હાથ પકડ્યો ને મહાપરાણે રોકેલું મારું રુદન નદીમાં પૂર ઊમટે એટલા જોરથી ઊમટી પડ્યું. મહામહેનતે શાંતિ મેળવીને હું ઘેર આવી. આઠેક દિવસ એમ વિચારમાં જ પસાર કરીને માણસ જેમ બાંધછોડ કરે છે એમ મેં પણ મારા વિચારોમાં બાંધછોડ કરી નાખી અને લગ્નનું નક્કી કર્યું–મારા જીવનના સિદ્ધાંતનું એક સોપાન હું નીચે ઊતરી.

પરણીને સાસરે આવી. લગ્ન પહેલાં સિદ્ધાંતોના અને ભાવનાઓના ઊંચાં ઊંચા મિનારા ચણેલા, સમાજના મોવડીઓને અમારી બિરાદરી બતાવીને મોંમાં આંગળાં નખાવી દેવાના ખ્યાલો રચેલા, પરંતુ સાસરે આવીને તુરત તો લગ્નના પ્રથમ દિવસો ઊજવવામાં અમે પડી ગયાં. પહેલા બે–ચાર મહિના એ જીવનના આનંદમાં અમને અમારી બિરાદરીનો કશો ખ્યાલ આવ્યો નહિ.

બે-ચાર માસ પછી જમશેદપુરની ફેક્ટરીમાં રમેશની નિમણૂક થઈ એટલે તેઓ ત્યાં ઊપડી ગયા અને હું પિયર આવી. ઘેર આવતાંની સાથે વળી મિત્રોમાં પડી અને મારા કુમારી-અવસ્થાના વિચારો બમણા જોરથી ઊગી નીકળ્યા. મારા અત્યાર સુધીના જીવનમાં મને મારા સિદ્ધાંતનું પતન લાગ્યું અને ખૂબ દુઃખ થયું. જમશેદપુર જઈને મારે મારા વિચારો અમલમાં મૂકવા એમ મેં નક્કી કર્યું. એક મહિના પછી હું જમશેદપુર ગઈ. ત્યાંનો રંગ ઓર જ હતો. જેમાં રમેશ કામ કરતા એ કારખાનું ગામથી દૂર હતું એટલે કારખાનાની પાસે જ કેટલાંક મકાનો હતાં એમાં કારખાનાના મુખ્ય માણસો રહેતા. રમેશ પણ ત્યાં જ રહેતા.

રમેશ તો હવે નોકરીની ઘરેડમાં બરોબર બંધબેસતા થઈ ગયા હતા. સવારે જમી-કરીને બરાબર સાડા દસ વાગે ઘેરથી નીકળી જવું, બપોરે સાડા ત્રણ વાગે ચા લેવા ઘેર આવવું, અર્ધો કલાક આરામ લઈને પાછા ઑફિસે જવું તે સાંજે સાડા છ વાગે પાછા આવવું. એવા યાંત્રિક જીવનમાં એમને કેવી રીતે યાદ આવે કે લગ્ન પહેલાં એમણે શું વિચાર્યું હતું? સવારમાં દસ વાગે રસોઈ તૈયાર જોઈએ, સાંજે જમવાનું તૈયાર જોઈએ એ વાતમાં તો કોઈથી ના પાડી શકાય એમ હતું જ નહિ. હું જાતે ન કરું અને રસોઈયા પાસે કરાવું એ સામે એમને વાંધો ન હતો, પણ જોઈએ તેવો રસોઈયો ન મળે તો મારે હાથે જ બધું કરી લેવું જોઈએ એવી એમની માન્યતા થઈ ગઈ હતી. પોતે ઑફિસેથી કામ કરીને આવે એટલે મારે એમની ખિદમત કરવી, આનંદ આવે એવું વાતાવરણ રાખવું ને એવું ભોજન તૈયાર કરવું એ મારી ફરજ છે એમ એમણે પડોશીઓના દાખલા જોઈને ધારી લીધું હતું. સ્ત્રી નોકરી માટે સરજાઈ નથી, સ્ત્રીની ફરજ પતિની સેવા અને સંતાનનું પાલન કરવામાં જ સમાયલી છે, એવા પરંપરાથી ચાલ્યા આવતા સંસ્કારો અહીં જમશેદપુરની હવાએ રમેશના મન પર લાવી દીધા હોય એવું મને લાગ્યું. એક દિવસ મેં ઑફિસે જવા ઇચ્છા દર્શાવી તો એમનો જરી

પણ ઉત્સાહ જણાયો નહિ અને ઉપરથી કહ્યું, "અહીંના માણસો બહુ સંકુચિત છે, નકામા વાતો કરે. કામ વિના શા માટે હેરાન થવું જોઈએ?" અને મને પણ એ સાચું લાગ્યું. રમેશ નારાજ થાય એવું કશું કરવા મને ઈચ્છા પણ થતી નહિ એટલે આ વાત મેં એટલેથી જ પડતી મૂકી અને તે દિવસથી સાથે કામ કરવાની ઈચ્છાને પણ દબાવી દીધી.

પછી આવી હકની વાત. મારાં નાનાં નણંદ હતાં. તેમને દેશમાં મારાં સાસુ વધુ ભણવા દે એમ ન હતું. મને એમના પર વહાલ હતું. રમેશને પણ એ ખૂબ ભણે એવી ઇચ્છા હતી, એટલે અમે બંનેએ સંયુક્ત પત્ર લખી ખૂબ ખૂબ આગ્રહથી મારાં નણંદને તેડાવી લીધાં. એમને ભણાવવાનું મહિનાનું પચીસ–ત્રીસ રૂપિયાનું ખર્ચ મંજૂર કર્યું. દિવસો ઉપર દિવસો જતા હતા. મારાં નણંદ મેટ્રિક પણ થઈ ગયાં એટલે મને તું યાદ આવી. તને પણ બોલાવી લેવાની મને ઇચ્છા થઈ. મેં રમેશને વાત કરી પણ મારી અજાયબી વચ્ચે એક મિનિટ પણ થોભ્યા વિના બીજી જ ક્ષણે એણે ના પાડી દીધી: "આપણા આટલા ટૂંકા પગારમાં એવું ખર્ચ પોસાય?" આ એમનો જવાબ હતો. હું તો વીજળી પડી હોય એટલી સ્તબ્ધ બની ગઈ. હું મૂંગી રહી. મારું અંતર બળવો પોકારી રહ્યું. એમની બેન માટે ખર્ચ થઈ શકે ને મારી બેન માટે નહિ? એમની બેન સાથે રહી શકે અને મારી બેન ન રહી શકે? એ પછી બાપુજીની માંદગીનો પ્રસંગ આવ્યો. મારા સસરા પણ એ વખતે બીમાર હતા. બેય જગ્યાએ મારે જવાની જરૂર હતી. મને મારા બાપુજી પાસે જવાની ઇચ્છા હતી, પરંતુ રમેશને હું એમના પિતાજી પાસે જાઉં એ જ યોગ્ય લાગતું હતું. તે દિવસે હું ખૂબ ઊકળી ગઈ. મેં રમેશને જરા સંભળાવી પણ દીધું, "આ બધું હું નહિ ચાલવા દઉં. જેમ તમને તમારા બાપુજી પ્રત્યેની ફરજ સાદ કરે છે એમ મને પણ મારા બાપુજી પ્રત્યેની ફરજ પણ જરૂરી જણાય છે. ક્યાં ગયા તમારા સિદ્ધાંતો? ક્યાં ગઈ તમારી બિરાદરીની વાતો?" તે દિવસે તેઓ પણ ખૂબ ગુસ્સે થઈ ગયેલા, પરંતુ નસીબજોગે બંને જગાએથી ચિંતા ન કરવા માટે અને ભાકું

ખરચીને આંટો ન ખાવા માટે તારો આવી ગયા એટલે એ વખતે તો બધું શાંત થઈ ગયું.

એ પછી તો એવા ઘણા પ્રસંગો બન્યા. અમે લડયાં, ઝઘડયાં ને છેવટ શાંત રીતે જિંદગી વિતાવવા લાગ્યાં. આ શાંતિ આજે સુખભરી તો લાગે છે, પરંતુ મેં એની બહુ મોટી કિંમત ચૂકવી છે. આ શાંતિ અમારી વચ્ચેના સમાધાનને લઈને નથી આવી પરંતુ મારાં પરાજય અને શરણાગતીને લઈને આવી છે. રમેશે એમનો સ્વભાવ કે રીતભાત મુદ્દલ બદલેલ નથી—એમાં બદલવા જેવું એમને કશું જણાયું પણ નથી—માત્ર મેં જ મારો સ્વભાવ અને આદર્શો બદલી નાખ્યા છે.

આજે અમારું જીવન સમાજનાં લાખો ને કરોડો સ્ત્રી–પુરુષો જેવું સામાન્ય થઈ ગયું છે. નથી એમાં કશી નવીનતા કે નથી કશું તેજ. મને બધાય સુધા તરીકે ઓળખે છે, પરંતુ જે સુધા હતી તે તો મરી ગઈ છે–હવે રહ્યું છે માત્ર સુધાનું લાચાર પત્નીરૂપ.

અત્યારે જ્યારે તું તારા જીવનપથ પર આવીને ઊભી છે ત્યારે મને કહેવાનું દિલ થાય છે કે, લાગણીના પ્રવાહમાં કે સંસ્કારના ઓછાયામાં તું તણાઈ ન જઈશ. તારા આત્માને ન ભૂલીશ. સદા જાગૃત રહેજે. તારા વિચારોને જીવંત રાખજે અને મારી જેમ ક્યાંય ભુલાવામાં કે આત્મપ્રતારણામાં ન સપડાજે.

તારું જીવન ઉજ્જવળ બનો, તારા આદર્શો સિદ્ધિ મેળવો, અને તું સુખી બન એ જ ઇચ્છતી.

તારી
સુધાબેન

# ‘ મેરી ચૂડિયાં ’

ડાકતરે મારી તબિયતને કારણે મને મુંબઈમાં રહેવાની ના પાડી એટલે ન છૂટકે શહેરનો મોહ છોડીને મારે સૂકી હવાવાળા મોરૈયા નામના નાના ગામડામાં જઈને વસવું પડ્યું. ગામનું નામ સાંભળીને તો મને રડવું આવેલું. જે દિવસે મુંબઈ છોડવાનું હતું તે દિવસ આખો ખાધા–પીધા વિના જ મેં ગાળેલો, અને ભગવાન કરે ને હું જલદી સાજી થાઉં ને પાછી મુંબઈ આવું એવી આખો દિવસ પ્રાર્થના કરેલી. પરંતુ અહીં આવ્યા પછી બીજે જ દિવસે મારો અભિપ્રાય બદલાઈ ગયો. ક્યાં મુંબઈનું ધમાલિયું જીવન અને ક્યાં મોરૈયાની પ્રસન્ન શાંતિ ! ક્યાં મુંબઈનાં આભ–અડતાં ગીચોગીચ મકાનો અને ક્યાં મોરૈયાનાં બેઠા

ઘાટનાં છૂટાં છૂટાં મોતીના દાણા વેરાયા હોય એવાં નાજુક ઘરો! ગામ બહાર લીલાં ખેતરો, ખેતરોમાં ચાલતાં કિચૂડ કિ...ચૂડ કોસના અવાજો, લીંબડી–પીપળીનાં ઘટાદાર વૃક્ષો અને ગે...હુક ગે...હુક મોરલાના મીઠા ટહુકાઓ. હું તો એ બધું જોઈને ગાંડી જ બની ગઈ. અહીં રહેવામાં જ જિંદગીની મઝા છે એની મને જાણે કે ખાતરી થઈ ગઈ. મુંબઈ મેં મારાં માતાપિતાને લખી પણ નાખ્યું કે તબિયત સારી થશે પણ હું તો અહીં જ રહીશ. દસેક દિવસમાં તો ફરવાની શકિત પણ મારામાં આવી ગઈ અને મારી કામવાળીને લઈને મેં ગામબહાર ઘૂમવા માંડયું. મારા ઘરથી માઈલેક દૂર એક નદી હતી. કાંઠે ધર્મશાળા ને નાનું એવું મંદિર હતું. ધર્મશાળામાં રડયાખડયા સાધુ–બાવા પડયા રહેતા ને રોજ સાંજે મંદિરમાં ભજનિયાં લલકારતા. મેં પણ એ કાર્યક્રમમાં રોજ ભાગ લેવા માંડયો. ભગવાનની ભકિત કરતાં નદી અને મંદિરની કુદરતી સુંદરતા મને બહુ પ્રિય થઈ પડી હતી, તેમાંથી ઊઠતા ભજનના સ્વરો મારા દિલને બહેલાવી મૂકતા હતા–કંઈક અંશે મને મસ્તાન બનાવી મૂકતા હતા. મારા દુ:ખભર્યાં જીવનમાં જે મસ્તીની મને સ્વપ્ને પણ આશા નહોતી તે મને આમ સહેલાઈથી મળી તે હવે હું કેમ છોડું? હું રોજ સાંજે મંદિરે જવા લાગી.

એક દિવસ સવારે મારી આંખ વહેલી ઊઘડી ગઈ. હજુ બહાર ઘોર અંધારું હતું. કૂકડા પણ બોલ્યા નહોતા. માણસની અવરજવર તો શાની હોય? પણ મને ઊંઘ ન આવી. મારી નજર સામે પરેશ અને કમલની જોડી આવીને નાચવા લાગી. મારાથી સહન ન થયું. માથું ખંખેરીને હું ઊભી થઈ ગઈ અને મોં ધોઈ, દાતણ લઈને ઘર બહાર આંટા મારવા લાગી. એવામાં દૂર દૂરથી ઝીણો આછો એક સ્વર સાંભળ્યો:

**ઐસે વર કો કયા વરું જો જન્મે ઔર મર જા...ય**

એક જ લીટી થોડી થોડી વારે સંભળાવા લાગી. મને ત્યાં પહોંચી જવાનું મન થયું. અંધારું હવે તો થોડું ઓછું થયું હતું. રસ્તો, ઝાડ

વગેરે દેખાતું હતું. કઈ દિશામાંથી 'અવાજ આવતો હતો તેની મને ખબર પડી ગઈ હતી. એટલે, બાઈને ઉઠાડયા વિના, બારણું ખાલી અટકાવીને એ રસ્તે મેં ચાલવા માંડયું...ત્યાં ફરીથી સંભળાયું:

**"મેરી ચૂડિયાં અમર હો જાયેગી, મેરી ચૂડિયાં..."**

અવાજ કોઈક સ્ત્રીનો હતો—કોઈક સંસ્કારી કેળવાયેલી સ્ત્રીનો, કોઈક દુઃખભરી વાદળી જેવા મૃદુ હૃદયની સ્ત્રીનો—એની મને ખાતરી થઈ. એ તો મારાથી ક્યાંય દૂર હતી, ક્યાંય દેખાતી નહોતી, છતાં મારી નજર સામે એ દેખાવા લાગી. મારું દાતણ હાથમાં સ્થિર થઈ ગયું આંખે જાણે મને અંધારાં આવવા લાગ્યાં. હું અધવચ્ચે જ બેસી પડી—જાણે ઝાડીઓનાં ઝુંડ છે એની વચ્ચેથી એક ધવલવસ્ત્રધારી સ્ત્રી ચાલી જાય છે, હાથમાં એકતારો છે, કાયા એકવડી છે, મોં સુકોમલ પારિજાતના ફૂલ જેવું છે, અંબોડે મોગરો ગૂંથ્યો છે, વસ્ત્રો આજુબાજુ ભરાય છે છતાં એની દરકાર કર્યા વિના એ ક્યાંક ચાલી જાય છે—બસ ચાલી જ જાય છે. ગાતી જાય છે: "મેરી ચૂડિયાં...મેરી ચૂડિયાં અમર હો જાયેગી..." ગળામાં ચૂડી અમર કરવાની અમર આશાનું દર્દ છે—તલસાટ છે. એ તલસાટ પાસે આજુબાજુનું વાતાવરણ, તકલીફો કે મુશ્કેલીઓ કાંઈ વિસાતમાં નથી. મારી નજર એના પર સ્થિર થઈ ગઈ છે. એનું પવિત્ર મુખ જોતાં મને સંતોષ જ નથી થતો. એના તંબૂરાના તાર મારા મગજને, મારા હૃદયને, હલાવી મૂકે છે. હું મંત્રમુગ્ધ બનીને ઊભી જ રહી છું.

"એ બા, બોન, ઊઠોને! તમને શું થઈ જ્યું! આમ કેમ પડયાં છો? ઊઠો, ઊઠો, હું સાન્તુડી, તમારી કામવાળી! આમ તાકી ચ્યમ રો' છો?" પેલા મધુર સ્વપ્નમાં આ માનવીનો અવાજ મારે કાને અથડાવા લાગ્યો. તંબૂરાના તારને બદલે ઘોઘરો અવાજ! શ્વેતવસ્ત્રી સુકોમલાને બદલે બરછટ ચામડીવાળી સ્ત્રી! મને તુરત જ ભાન આવ્યું. સાન્તુને ટેકે હું ઊભી થઈ. ચાલતાં ચાલતાં ચક્કર આવી ગયેલાં ને એમાં જ મેં પેલું બધું

જોયેલું એની મને બરાબર ખાતરી થઈ. મૂંગા મૂંગા મેં ચાલવા માંડયું. સાન્તુએ બોલવાનું ચાલુ રાખ્યું, " આ તે શું કહેવાય ? હું તો બી જ ગઈ, આ રિયું ગામડું ગામ. આમ એકલદોકલ સવારના પો'રમાં નીકળાતું હશે ? મારો જીજોબા જાણશે તો મને જીવતી નહિ મૂકે. હું શું મરી ગઈ'તી ? મને ઉઠાડવી'તી તો ખરી ?" મેં તો મૌન જ રાખ્યું, સરિતાના તરંગોની જેમ મારા મનમાં તો પેલી લીટી જ રેલાવા લાગી હતી, તેમાં આ છોકરીનો બકવાદ ક્યાંથી સંભળાય ? ને સંભળાય તોય એનો જવાબ આપવાનું કેમ ગમે ?

ઘેર લાવીને એ મને મારી પથારીમાં સુવાડી ગઈ: " હવે મે'રબાની કરીને આવું કરશો નહિ, નહિતર મારું નાક કપાશે." કહીને એ કામે ચાલી ગઈ. હું આંખ બંધ કરીને સૂનમૂન પડી રહી. મારું અંગેઅંગ કળવા લાગ્યું. દિલમાંથી જાણે દુઃખનો દરિયો ઊમટી પડ્યો હોય એમ વિચારધારાઓ વહેવા લાગી. સૂતાં સૂતાં જ હાથ લાંબો કરીને ટેબલનું ખાનું ખોલ્યું. રાતાં ચણોઠી જેવાં કંકણ ને બોરસલીની સૂકી માળા કાઢી, બે હાથ વચ્ચે એ બધું છાતી સરસું દબાવી, મેં મારું દુઃખ દબાવવા પ્રયત્ન કર્યો. આંખો મીચી દઈ એક ઊંડો શ્વાસ લીધો ને એમ જ અર્ધ-ઊંઘમાં હું પડી રહી.

ફરીથી જાગી ત્યારે ઓસરીમાં તડકો આવી ગયો હતો. ઊઠીને સાન્તુને બૂમ પાડી. એ તો આવી ને પાછી સવારવાળી રામાયણ ઉખેળવા લાગી. પણ મારે એ નહોતું સાંભળવું. " ઠીક, હવે નહિ જઈએ " કહીને મેં એને શાંત પાડી દીધી. પછી એને પૂછ્યું કે, " વહેલી પરોઢે આઘેથી આવું ગાતું ગાતું કોણ જાય છે ?" " વોય મા ! આ સારુ તમે સવારના પો'રમાં નીકળી પડ્યાં'તાં ! ઈ તો એક ગાંડી છે—ગાંડી." " ખરેખર ગાંડી છે ?" " તંઈ બીજું શું ? નઈ ખાધા—પીધાનું ભાન, નઈ લોક—લાજની ચિંતા. આખો દિ' તંબૂરો લઈને આરડયા જ કરવું ઈ ગાંડપણ નઈ તો બીજું શું ?"

" પણ એ છે કોણ ?

" ઓલા સામેના ગામના મૂળુ શાસ્ત્રીથી છોડી ! "

" પરણેલી નથી ?"

" ઈ જ વાંધો છે ને ! માબાપ ઘણું ઘણું કરે છે પણ પરણવાની ના જ પાડે છે. ઈ તો કે' છે કે આ મા'દેવ એ જ મારો વર છે. મારે શું કામ પરણવું જોઈએ ? "

" ઠીક, ત્યારે તો એ રોજ સવારમાં આમ ક્યાંક આવતી હશે, નહિ ! "

" હા, ...રોજ અંધારામાં ઈ તો મા'દેવ આવે છે. દિ' ચડચા સુધી ત્યાં બેસી રે' છે અને પછી ઘેર ચાલી જાય છે. "

" ત્યારે તો કાલ સવારે આપણે ત્યાં જઈશું. મારે એને જોવી છે, એનું ભજન પણ સાંભળવું છે. "

" જેવી તમારી મરજી ! "

મારી ઉત્કટ ઇચ્છા પાસે સાન્તુ કાંઈ દલીલ ન કરી શકી એટલે બીજે દિવસે જવાનું નક્કી કરીને એ એને કામે વળગી, અને હું બીજા દિવસની રાહ જોવા લાગી.

સવારના ચારે આંખ ઊઘડી ગઈ. તુરત જ મેં સાન્તુને ઉઠાડીને એમ ને એમ સાથે લીધી. " દીવો લેવો છે ?" ને " લાકડી લઈ લઉં ? " એવાં ઘણાં બહાનાં કાઢી એણે મોડું કરવાનો ઘણો પ્રયાસ કર્યો, પણ મને અંધારાની કે જંતુ–જાનવરની બીક નહોતી. જાણે મારી ચૂડી જ અમર બની જવાની હોય એવી મારા મનમાં ત્યાં પહોંચવાની તાલાવેલી લાગી હતી. મેં તો ઝટઝટ ચાલવા માંડયું. સાજી-સારી સાતુ પણ મારી પછવાડે રહી જવા લાગી. મને એની દરકાર નહોતી, કારણ કે મેં રસ્તો તો જોયો હતો. મંદિર મારું રોજનું સ્થાન હતું એટલે એને પડતી મૂકીને મેં ચાલતી પકડી. એ બીચારી " ધીમાં ચાલો ! ધીમાં ચાલો ! " બૂમ મારતી મારી પાછળ દોડવા લાગી. અર્ધાક કલાકમાં અમે ત્યા પહોંચી ગયાં. હજુ સુધી પેલી છોકરી આવી નહોતી.

વખત વીત્યો ને અંધારાં આછાં થયાં. આકાશનો પૂર્વ ખૂણો સજાગ બન્યો. ખેતરોમાં લીલી લીલી કૂંપળો દેખાવા લાગી. એના પર ઝાકળ-બિંદુઓ આછાં આછાં હસી રહ્યાં હતાં, ને હમણાં મારું પ્રિય ગાન આવશે એ તેઓ પણ સાંભળશે અને ખુશી થશે એમ જાણે કે મને કહી રહ્યાં હતાં. ત્યાં જ દૂરથી ત્રુમ...ત્રુમ...ત્રુમ...ત્રુમ ગુંજારવ સંભળાયો. મેં કાન માંડચા ને એ જ અવાજ...એ જ કંઠ...એ જ ગીત મેં સાંભળ્યાં. આંખો તાણી ગાનારનો આકાર નજરે નિહાળવા, એક પ્રયત્ન કરવા લાગી અને પાંચ મિનિટમાં એ આકાર દેખાઈ ગયો. એ જ, બસ એ જ કાલની જ મારી મૂર્તિ, કાલનું જ એ ગાન, કાલનું જ એ દર્દ, એવાં જ શ્વેત વસ્ત્રો, હાથમાં એકતારો, કરમાયલું પરંતુ કોમળ ફૂલ સરીખું કાચું મુખ! એ તો ગાતી ગાતી ચાલી આવતી હતી. હું એને જોઈ રહી છું. હું તૃષાતુર માનવીની પેઠે એનું ગાન પી રહી છું એનું એને ભાન નહોતું. એ એની ધૂનમાં હતી—જાણે મહાદેવ પાસે 'ચૂડિયાં' અમર કરાવવા દોડી આવતી ન હોય!

એ તદ્દન પાસે આવી પહોંચી, મારા તરફ એણે જોયું, પણ પછી તુરત જ એ અંદર ચાલી ગઈ. હું બહાર ઓટલે બેસી રહી. કલાક બેઠી—એ કલાક બેઠી. એણે ગાયું—ગાયા જ કર્યું. મેં બહાર બેઠાં સાંભળ્યું—સાંભળ્યા જ કર્યું ને સાથે સાથે રડચા કર્યું. મારાં આંસુ કોઈ જોઈ જશે એની મને બીક નહોતી. મારું અંતર ખુલ્લું થઈ જશે—મારી ખાનગી વાત કોઈ જાણી જશે—એની મને પરવા નહોતી. હું મારાં આંસુમાં સુખી હતી—મસ્ત હતી. ત્યાં એકાએક ગીત બંધ પડયું.

મંદિરમાં શાંતિ છવાઈ ગઈ. અંદરથી એ અદૃશ્ય થઈ ગઈ કે શું. એવી મને શંકા પેઠી. મેં ધીરે ધીરે અંદર જવા માંડયું તો એકતારો નીચે પડયો હતો. એના તંબૂરા પર માથું નાખીને એ પડી હતી. એના વાળ છૂટીને આજુબાજુ ફેલાઈ ગયા હતા. મેં દબાતે પગલે મંદિરમાં પ્રવેશ કર્યો. ધીરેથી એની બાજુમાં જઈ હું બેસી ગઈ. કાંઇક ન સમજાય તેવો ગણગણાટ થતો હતો—કદાચ એ કાંઈક બોલતી હતી. મેં સમજવા

પ્રયત્ન ન કર્યો. એ કોઈક દુઃખિયારી છે એની મને ખાતરી થઈ ગઈ. હું એની પાસે બેસી જ રહી. થોડી વારે નિશ્વાસ સાથે "પ્રભા !" કહીને એણે માથું ઊંચક્યું. મને જોઈને એ ચમકી નહિ. સ્વસ્થતાથી એણે આંખો લૂછી ને જવાની તૈયારી કરવા માંડી.

"આપનું શુભ નામ?" મેં હિંમત કરીને પૂછી લીધું.

"રાધા."

બસ, એટલો જ જવાબ મળ્યો, ને એ ઊભી થઈ. મેં એનો હાથ ઝાલી રાખ્યો. એનો એકતારો લઈને નીચે મૂકી દીધો ને નીચે બેસવા ઇશારાથી સમજાવ્યું. તે બેઠી. થોડી વાર અમે બંને મૌન રહ્યાં. એણે ધીરે ધીરે કરતાં વાત શરૂ કરી. હું ક્યાંની છું? મારું નામ શું છે? અહીં શું કરું છું? બધું એણે પૂછી જોયું. એની વાણીમાં કે એના વર્તનમાં મને ક્યાંય ગાંડપણ ન દેખાયું. એક જાતની ધૂન લાગી હોય એમ લાગતું હતું, પણ તે ગાંડપણની નહોતી જણાતી. પછી મારો વારો આવ્યો. વાત કરતાં કરતાં અમે સખીપણાં બાંધી લીધાં ને બધી વાત જાણી લીધી.

એ નાની હતી ત્યારથી એના પડોશી રમાકાંત સાથે એને મિત્રતા હતી. બંને સાથે રમતાં, સાથે ભણતાં ને દિવસ આખો લગભગ સાથે જ વિતાવતાં. મોટાં થયે બંનેએ એકબીજાને પરણવાના કોલ આપ્યા હતા, પણ વિધાતાને એ કોલની પડી નહોતી. એને એનો લેખ સાચો ઠરાવવો હતો એટલે એક દિવસ ન્યૂમોનિયાનાં જડબાંમાં સપડાવીને વિધાતા રમાકાંતને લઈ ગઈ. રાધા એકલી થઈ ગઈ. થોડા દિવસ બેભાન જેવી અને ગાંડાની જેમ એ પડી રહી અને પછી એણે આ શોધી કાઢ્યું—એકતારો ને મહાદેવનું શરણ. એને થયું કે પ્રેમ એવા માણસ સાથે શા માટે કે જે આઘાત આપે? જે એકલું છોડીને ચાલ્યો જાય? જે ક્ષણભંગુર હોય? એવા પ્રેમને જીતીને કરવાનો પણ શું કે જેને માટે બીજા દિવસનો પણ વિશ્વાસ ન હોય? જે અમર છે એની સાથે જ પ્રેમ કરવો—એની સાથે જ લગ્ન કરવું. ક્ષણભંગુર જિંદગીનો મોહ છોડી

દેવો. એ રસ્તો ખોટો છે–ભ્રામક છે. ત્યાર પછી બે વરસ સુધી એનાં માબાપે બીજે સગાઈ કરી પરણાવવાના પ્રયત્નો કર્યા પણ એ કબૂલ ન થઈ. એનું વર્તન એણે એવું બનાવી દીધું કે લોકો તેને ગાંડી કહેવા લાગ્યા. પણ એની એણે પરવા ન કરી. ઊલટાનું એનું એ ગાંડપણ એના માર્ગમાં ઉપયોગી થઈ પડ્યું. કોઈ એની આડે ન આવે, કોઈ પરણવાનાં કહેણ ન કહેવડાવે. અને છેવટે માબાપે પણ એનું ચસકી ગયું છે એમ સમજી લગ્નની વાત પડતી મૂકી. આજે તો એ વાતને ત્રણ વરસ વીતી ગયાં છે. એને સંપૂર્ણ શ્રદ્ધા છે કે એક વખત એનો પ્રભુ એને સ્વીકારશે અને એ પ્રભુ એની ચૂડી અમર બનાવશે. આટલી વાત કરીને બીજે દિવસે આવવાનું કહીને તે ચાલી ગઈ...ને મારી વિચારમાળા શરૂ થઈ.

મારે શા માટે એવા ક્ષણભંગુર પ્રેમની ઇચ્છા કરવી જોઈએ? મારે શા માટે એ પ્રેમ પાછળ મારી અને સાથે સાથે કમલની પણ જિંદગી બરબાદ કરવી જોઈએ? હતો! હતો!–પરેશ એક વખત મારો હતો. નાતજાતનાં બંધનોએ અને એની નબળાઈએ એને મારો બનવા ન દીધો. હવે એ કદાચ મારો બને, હવે એ હિંમતવાન થાય અને મને સ્વીકારે–મને મારા પ્રેમનો બદલો આપે–પણ એ બધું શા માટે? કેટલા દિવસો માટે? કેટલાં વરસો માટે? એવા અનિશ્ચિત ભાવિ માટે કમલનુંય રહ્યુંસહ્યું સુખ છીનવી લેવું? મારા ક્ષણિક સુખ માટે એક માણસની જિંદગી બરબાદ કરવી? હા, મને ખાતરી હોત કે મારી ચૂડી અમર જ રહેવાની છે, દુન્યવી કાયદાઓ એને લાગુ પડવાના નથી, તો હું એમ કરત–પરેશ મારો હતો એને ફરી મારો કરી લેત. પણ રાધા ગાય છે તેમ "ઐસા વરકો ક્યા વરું જો જન્મે ઔર મર જાય" શા માટે? એ બધું શા માટે? જે શક્તિ ચૂડી અમર કરે છે એની જ ચૂડી પહેરવી એવો નિશ્ચય કરી હું ચાલી નીકળી. ઘેર જઈ પેલાં કંકણ ને માળાનું "કમલને સપ્રેમ" લખીને પારસલ કરી નાખ્યું. બા–બાપુજીને તબિયત સારી થઈ ગઈ છે અને અહીં જ રહેવા માગું છું એવા નિશ્ચયથી ભરપૂર પત્ર લખી નાખ્યો.

હવે, હું રોજ સાંજ–સવાર મંદિરે જાઉં છું. રાધા પણ રોજ સાંજ–સવાર મંદિરે આવે છે. એ એકતારો વગાડે છે ને ગાય છે, સાથે સાથે હું પણ ગાઉં છું. અમને બંનેને ખાતરી છે કે અમારું આ ભજન અમર ચૂડીઓ બનાવનારો સાંભળે છે. અને બન્યું છે એવું કે રાધાને હવે કોઈ ગાંડી ગણતું નથી. રાધા તંબૂર ઉપર આંગળી મૂકે છે ને ગામની સ્ત્રીઓ, પુરુષો, બાળકો, વૃદ્ધો શ્રદ્ધાભર્યાં હૈયે સામે આવીને બેસે છે. કોઈ દુ:ખિયારું અંતરની વાત એકાંતે ઠાલવી જાય છે ને ભજનના મલમપટે શાંતિ મેળવે છે.

મારું ચિત્ત હવે સ્વસ્થ છે. વેદના શમી ગઈ છે. રાધાના મુખ ઉપર પણ હવે વ્યથા નથી, ત્યાં શ્રદ્ધાનું તેજ ઝળકે છે. 'ચૂડિયાં' તો હાથમાં છે નહિ, પરંતુ હૈયામાં જાણે પરોવાઈ ગઈ છે. જગતમાં કંઈયે મેળવવાનું બાકી રહ્યું હોય એમ હવે નથી લાગતું.

# આંસુ વિનાની આંખ

સંધ્યાકાળનો સમય હતો.

જમી–પરવારીને હું તથા રમેશ લટાર મારવા નીકળી પડયાં હતાં. ટ્રેનને પાટે પાટે ચાલતાં અમે વાતોના રસમાં કેટલે દૂર નીકળી ગયાં ને કયારે અંધારું થઈ ગયું તેની ખબર ન રહી. સામેથી આડને મેઈલ આવ્યો ને ઘોર અંધકારને પણ આરપાર ભેદી નાખે એવી એની ‘ સર્ચલાઈટ ’ અમારા પર પડી ત્યારે અમને કાળની ગતિનું ભાન આવ્યું. અને ભાન આવ્યું ત્યારે તો પૂરેપૂરું આવી ગયું. પગ ઢીલા થઈ ગયા. શ્વાસ ઊંચો ચડવો લાગ્યો ને બહુ જ થાક લાગ્યો છે એવી ખબર પડી.

તુરત જ પાછાં ફર્યાં. ઘર સામે લેવા આવે તો સારું એ વિચારમાં એક-બીજા સાથે બોલ્યા વિના અમે ચાલ્યે રાખ્યું. અર્ધેક રસ્તે પહોંચ્યાં ને મ્યુનિસિપાલિટીના ફાનસ નીચે આવ્યાં ત્યાં પાસેના મકાનમાંથી કોઈ કે બૂમ મારી: "સુમિ ? સુમિ ?" હું ચમકી. એક પળ ઊભી રહી ત્યાં ફરી બૂમ પડી. અંધારામાં એ વ્યક્તિને હું ઓળખી ન શકી પણ મને કોઈ પરિચિત અવાજ લાગ્યો એટલે અમે બંને એ તરફ વળ્યાં. મકાન પાસે ગયાં તો પેલી વ્યક્તિ બારણું ખોલી 'લાઈટ' કરીને ઊભી હતી: "ઓહ સુમન ! તું અહીં ક્યાંથી ?"

મારાથી લગભગ ચીસ જ પડાઈ ગઈ. હું દોડીને સુમનને ભેટી પડી ને "ક્યારે આવી ? અહીં શું કરે છે ? કેમ મને અત્યાર સુધી જણાવ્યું નહિ ? અહીં શું કામ રહે છે ? એકલીએ કેમ ઘર લેવું પડ્યું ?" એમ પ્રશ્નની ઝડી વરસાવી દીધી. એણે મારો હાથ ઝાલી લીધો: "નિરાંતે બેસ તો ખરી ! રમેશભાઈ બીચારા ક્યારના ઊભા છે, એમને બેસવા દે પછી બધું તને કહું." કહી મને સોફા પર બેસાડી, રમેશને આરામ-ખુરસી આપી, અંદર જઈ રામાને ચા કરવાનું કહી આવી, એ મારી બાજુમાં મારી પાસે બેઠી.

*

સુમન ને હું હૉસ્ટેલમાં સાથે રહેતાં હતાં. હું એના પર, એટલે કે એની શક્તિ પર, આફરીન હતી. હું મોટા શહેરની હતી, શહેરમાં જ ઊછરેલી હતી, મારા પિતા સુધારક હતા એટલે હું ભણું, હૉસ્ટેલમાં રહું અને નીડરતાથી ફરુંહરું એ સામાન્ય વાત હતી. પણ સુમન તો ગુજરાતને એક ખૂણે આવેલ ગામડાની કન્યા હતી. એના પિતા પૈસાદાર હતા પણ એ પૈસો હજુ સુધી તે મેળવી શકી નહોતી. માતાપિતા ગુજરી જતાં બધું એના કાકાએ હાથ કરી લીધું હતું. ગામડાના ને વળી રીતરિવાજથી લદાયલા સમાજમાં ઊછરેલી એટલે પિતાએ પરણાવી પણ વહેલી જ દીધી હતી. એના સારા નસીબે કહો કે કમનસીબે કહો,

પરણીને વરસ પણ પૂરું નહોતું થયું ત્યાં એને વિધવાપણું પ્રાપ્ત થયેલું. એવા સમાજની રૂઢિમાં પિસાઈ ગયેલી એ સુમન માથું કાઢીને બહાર આવી હતી ને પતિના કાંઈક પૈસા હતા તેમાંથી અભ્યાસ કરતી હતી. આ ઉપરાંત દેશમાં પતિની કાંઈ મિલકત હતી એનો વહીવટ પણ એ કરતી. બેંકોમાં ખાતાં રાખી પૈસાની લેવડદેવડ કરતી એને જોઈને અમે સૌ આશ્ચર્યવત્ બની જતાં. આટલો વખત શહેરમાં રહેવા છતાં બેંકમાં કેમ જવાય ને શું કરાય એની અમને ખબર ન હતી, અરે, કોઈ ચેક આપે તોપણ અમે મૂંઝાઈ પડતાં, ત્યારે આ તો બધો વહીવટ તો પોતે કરતી તે ઉપરાંત સાસરાના પૈસા મેળવવા માટે કોર્ટમાં લડતી પણ હતી. જો કે એ બધું કામ વકીલ મારફત થતું, પરંતુ વકીલ રાખવાની બુદ્ધિ તો હોવી જોઈએ ને! પરીક્ષામાં પણ એ દર વખતે ઊંચે નંબરે જ આવતી. આ બધી એની શક્તિ જોઈને મને એનું આકર્ષણ થયું હતું, એની મિત્ર થવાની ઇચ્છા થઈ હતી ને ત્યાં હતી ત્યાં સુધી અમે મિત્રો રહ્યાં પણ ખરાં. પછી તો હું રમેશ સાથે જોડાઈ ને એની સાથેનો મારો સંબંધ ધીરે ધીરે કરતાં ઓછો થઈ ગયો. છેલ્લાં બે વરસથી તો એ ક્યાં છે એની જ મને ખબર ન હતી. આજે મને એનો અચાનક મેળાપ થઈ ગયો.

*

"તું લગ્ન કરે, રમેશની સાથે જીવન વિતાવે, ને મારે એકલીએ એકલું આથડ્યા કરવું એમ તું કહેવા માગે છે?"

એણે એની હમેશની મજાકભરી ભાષામાં બોલવા માંડ્યું. "શેલીના સંગ્રહમાં આપણે નહોતું વાંચ્યું:

The fountains mingle with the river,
And the river with ocean
And why not I with thine?
એમ ભળી ગયાં કોકની સાથે, બીજું શું?"

"પણ કહે તો ખરી કે એ સાહેબ છે કોણ? કેવી રીતે તારી સાથે એ ભટકાઈ પડચા? કરે છે શું? તું આમ ધીરે ધીરે જવાબ આપે એ કેમ ચાલે? ત્યાં સુધી હું શાંતિ રાખીને બેસું પણ કેવી રીતે?"

"જો, સાંભળ ત્યારે—એનું નામ છે રામચંદ્ર!"

"ત્યારે તો કોક લૈયો શોધી કાઢચો લાગે છે!" મારાથી મજાક કર્યા વિના ન રહેવાયું.

"ચૂપ, ચિબાવલી! ખબરદાર જો મારા રામચંદ્રને લૈયો કહ્યો છે તો! એ તો છે મોટો લાટસા'બ, બેંકમાં મેનેજરી કરે છે. તને ખબર તો છે કે આ સેવકને વારંવાર બેંકમાં જવું પડતું. ક્યારેક સહીઓમાં ગોટાળા થાય એટલે મેનેજર સાહેબની મુલાકાતે જવું પડતું. તું જેમ મારી હોશિયારી માટે મારા પર ફિદા થઈ ગઈ છે, એમ એ પણ ફિદા થઈ ગયા. તારી ફિદાગીરી નકામી નીવડી ને એની ઉપયોગી થઈ, એટલું જ.

"બેંકમાંથી અમારી ઓળખાણ આગળ વધી અને એ મને હૉસ્ટેલમાં મળવા આવવા લાગ્યા. પછી વળી એક ડગલું અમે આગળ વધ્યાં ને સાથે ફરવા જવાનું શરૂ કર્યું. ધીરે ધીરે કરતાં ખબર પડી કે ભાઈસાહેબ હજુ કુંવારા છે—કો'ક દેવીશ્રીની શોધમાં ફરે છે. મૂળ યુ. પી. ના, પણ ઘણા વખતથી મુંબઈ રહે છે એટલે મુંબઈના જ ગણાય. આમ અમારો મેળ મળ્યો ને ચોકઠું ગોઠવાઈ ગયું, સમજી?"

"પણ તો અહીં ક્યાંથી આવી? તારો મેનેજર તો ત્યાં છે કે અહીં?"

"હા, એ કહેવું તો ભૂલી ગઈ, માફ કરજે બાપુ! અહીં અમારા સાહેબની બદલી થઈ છે એટલે અમે પધાર્યાં છીએ. અમને જોડાયાને દોઢ વરસ ઉપર થઈ ગયું...ને તેનું પ્રથમ પુષ્પ જો પે...લું ઘોડિયામાં સળવળે!"

"હેં...!" હું તો ઊભી થઈ ગઈ ને સુમનને વાંસામાં ધબ્બા

મારવા લાગી. "બહુ પ્રગતિ કરી નાખી !" કહીને ઘોડિયા તરફ દોડી ત્યાં તો બાઈસાહેબ તરફથી સૂચના મળી:

"જોજે ભાઈસા'બ, જગાડતી નહિ! હજુ એના બાપને આવવાને વાર છે ને એ પહેલાં ઊઠશે તો મારાથી સચવાશે નહિ."

"એમ છે! મેનેજર સા'બ બૅંકમાં મેનેજરી કરે છે ને ઘરમાં નોકરી કરે છે, એમ ને !"

"એમાં નોકરી શાની ? 'Division of labour' નો સિદ્ધાંત ભૂલી ગઈ ?"

"હવે મહેરબાની કરીને ચા-પાણી પાવાં છે કે નહિ ? તમારી વાતો ખૂટશે નહિ ને મારો દિ' વળશે નહિ. તોબા બૈરાંઓથી ભાઈ!" આરામ-ચેરમાં બેસી બેસીને કંટાળી ગયેલા રમેશે છેવટ વાત પૂરી થઈ સમજી ચાની માગણી કરી થાક ઉતારવાનું નક્કી કર્યું.

ચા-પાણી પીને રામચંદ્રની રાહ જોતાં અમે ફરી વાતોએ વળગ્યાં. અર્ધોક કલાક પછી રામચંદ્ર આવી પહોંચ્યા. અમારી પરસ્પર ઓળખાણો થઈ. બાબાને ઉઠાડ્યો. એને થોડી વાર રમાડીને અમે રજા લીધી.

રસ્તામાં અમે સુમનની વાતો જ કરી. વાતોમાં રસ્તો ટૂંકો બની ગયો ને થાક તો પહેલેથી જ ઊતરી ગયો હતો.

ત્યાર પછી થોડો જ સમય અમારે મળવાનું બન્યું. પછી તો રમેશને ધંધા અંગે મુંબઈ આવવાનું થયું એટલે અમે મુંબઈ જ વસવાટ કર્યો ને વળી અમારો—મારો ને સુમનનો—સંબંધ પાછો તૂટી ગયો.

*

પાંચ-સાત વરસો નીકળી ગયાં.

એક સંબંધીએ ઓપરેશન કરાવેલું એટલે રવિવારે સાંજે અમે હરકીસનદાસ હૉસ્પિટલ તરફ ઊપડી ગયાં. ત્યાં પંદર-વીસ મિનિટ બેઠાં

ત્યાં એક નર્સ દવા પાવા આવી. મને એ કાંઈક પરિચિત લાગી. હું એની સામે જોઈ રહી. એ પણ વારે વારે મારા સામું જોવા લાગી, પણ અમે એકબીજાને ઓળખી ન શક્યાં. પણ રમેશ કાંઈ ભૂલે એવો નહોતો. એણે નર્સ બહાર ગઈ કે તુરત જ મને કહ્યું: 'એ તારી સુમન!' મારાથી ન મનાયું. બહાર ગઈ તો એ કો'ક સાથે વાત કરતી ઊભી હતી. ધારીને જોયું ને મારી ખાતરી થઈ. જઈને મારો પ્રથમનો જ પ્રશ્ન મેં ઉચ્ચાર્યો: "તું અહીં ક્યાંથી?"

"બસ, એમ જ." એણે આંખ બંધ કરીને જવાબ આપ્યો. મને ધ્રાસકો પડ્યો. મારું કાળજું થડકવા લાગ્યું. કાંઈક અશુભ બની ગયું હશે એવી મને શંકા થવા લાગી. હું એને હાથ ખેંચીને બારી પાસે લઈ ગઈ. એનું મોં, એનું શરીર, હું જોવા લાગી. ઘણું જ નબળું, ઘણું જ ફિક્કું, એ મને લાગ્યું. આંખની આજુબાજુ કાળું કુંડાળું જણાયું. મોં પર દુઃખ, ચિંતા ને નિરાશાની જ માત્ર રેખાઓ જણાવા લાગી. થોડી વાર શાંતિ જાળવીને મેં પૂછ્યું, 'તું શા માટે નોકરી કરે છે? રામચંદ્ર ક્યાં છે? તું અહીં ક્યારથી નોકરી કરવા આવી?"

"એ બધું કહેવામાં સાર નથી." એણે એટલી જ નિરાશાથી મને જવાબ આપ્યો.

"પણ કહે તો ખરી? તારે શા માટે નોકરી કરવી પડે છે? રામચંદ્ર કાંઈ નથી કરતો?"

"એ ધંધો કરે તેથી મારે શું? મારે તો કમાવું જોઈએ ને?"

"પણ પહેલાં તું ક્યાં નોકરી કરતી હતી?"

"બસ, જ્યાં સુધી મારી પાસે પૈસા હતા ત્યાં સુધી મેં ખાધું. હવે ખૂટી ગયા એટલે કમાઉં છું."

"પણ રામચંદ્ર કમાય તે શા કામના?"

"એ એમના કામના, મારે એના પૈસા સાથે શી લેવા-દેવા?"

"ને તારો બાબો ?"

"એ તો માની સાથે જ હોય ને ? એવી લપ કોણ સાચવે ?"

"આવું ઊંધું ઊંધું કેમ બોલે છે ? મને એ નથી ગમતું."

"બસ, હવે તો મારે ઊંધું જ બોલવું છે. મારું જીવન ઊંધું વળી ગયું ને ! હું પણ ઊંધી થઈ ગઈ છું. રામચંદ્ર પણ ઊંધો થઈ ગયો છે. મારું આખું જગત ઊંધું થઈ ગયું છે..."

"સિસ્ટર ?" હજુ તો એ બોલતી હતી ત્યાં બાજુની રૂમમાંથી અવાજ આવ્યો.

"ફરી મળજે ક્યારેક !" કહીને તે ચાલી ગઈ. હું એની નિસ્તેજ ચાલ સામે જોઈ જ રહી.

એક અઠવાડિયું નીકળી ગયું !

આખું અઠવાડિયું મને ચેન ન પડ્યું. શા માટે સુમનને નોકરી સ્વીકારવી પડી હશે ? રામચંદ્રે કેમ એને છોડી દીધી હશે ? બંને ઝઘડ્યાં હશે ? સુમન જ મિજાજી બનીને ચાલી આવી હશે ? હા, સુમન છે જરા ધૂની, પોતાની હકૂમત ન ચાલે તો એને ન પાલવે, પણ આટલાં વરસો ચાલ્યું ને હવે કેમ નહિ ફાવ્યું હોય ? એનો બાબો કેવો સુંદર છે ! દુશ્મનને પણ હેત આવે, તો પછી રામચંદ્રે એનો પણ વિચાર નહિ કર્યો હોય ? કાંઈક ગંભીર બાબત લાગે છે, માટે મળવું જ જોઈએ. ગમે તેમ તોયે અમે સહવિદ્યાર્થી. એકબીજાનાં સુખદુઃખ જોવાં એ અમારી ફરજ છે. રવિવારની હું રાહ જોવા લાગી. ક્યારે રવિવાર આવે ને ક્યારે મળું ? એ રાહમાં એક અઠવાડિયું એક મહિના જેટલું મોટું લાગ્યું. આખરે રવિવાર આવ્યો. મેં રમેશ પાસે મારું દિલ ખોલ્યું ને ફરી એક વાર હોસ્પિટલ લઈ જવાની વિનંતિ કરી અને તેઓશ્રીએ એ માન્ય પણ રાખી. જમી-પરવારીને અમે બંને ઊપડ્યાં અને હોસ્પિટલમાં પ્રવેશ કરતાં જ સામે દાદર ઉપર સુમન મળી ગઈ.

"ક્યોં તશરીફ લાયે જી!" આજે સુમન કાંઈક આનંદમાં હતી. એના મોં પર હાસ્ય હતું અને ચાલવામાં તરવરાટ હતો.

"તને મળવા જ તો!" મેં ખુલાસો કર્યો.

"જો સુમી, હું અહીં નોકરી પર છું તેની તને ખબર છે ને? આ કાંઈ આપણી હોસ્ટેલ નથી કે જ્યારે જે કોઈ મળવા આવે ત્યારે મળી શકાય!" એણે મજાક કરી. "આ તો છે હૉ...સ્પિટલ. જો, એક ખુશખબર આપું. આપણા કામ પર મોટા દાક્તર સાહેબ ખુશ થઈ ગયા ને આપણને વૉર્ડના 'હેડ'ની જગા મળી ગઈ છે."

"તારા પર કોણ ખુશ નથી થતું?" મેં ટકોર કરી.

"એ...ય યુ!" કહીને એણે મારો હાથ મરડ્યો ને મને નીચે ખેંચી ગઈ. એની ઑફિસમાં થોડી વાર અમે બેઠાં પછી મેં કહ્યું, "મારે તારી સાથે ખાસ વાતો કરવી છે."

"એ અત્યારે રહેવા દેજે. માંડ કામમાં જીવ લાગ્યો છે. મારું તો તું જાણે છે—સરેડે ચડ્યું તો ઠીક, નહિ તો કોઈની પરવા કર્યા વિના ચાલી નીકળું એવી છું. આ તો બીચારા બાબાનાં નસીબ કે અહીં ટકી. ભલી થઈને ટકવા દેજે!"

"તે...તને ટકવાની કોણ ના પાડે છે? મારે જાણવું હોય તો તું મને કહે નહિ, એમ?" મેં દાદાગીરી કરી.

એણે હાથ જોડીને કહ્યું: "ભૂલ થઈ સરકાર! આપ કાલે સાંજે મારે ઘેર પધારશો તો સેવક સર્વ કાંઈ કહી સંભળાવશે. અત્યારે તો સેવકને હુકમો આપવા જવાના છે, ને એવી વાતો અહીં થાય પણ નહિ."

"ઠીક ત્યારે, એમ સીધી રીતે વાત કર તો કોણ તારા પર ખિજાય છે?" મેં મોટપ દાખવી.

પછી તો ઇધિર–ઉધરકી કરીને બીજે દિવસે મળવાનું કહી છૂટાં પડ્યાં.

*

બીજે દિવસે મારે એકલીએ જવાનું હતું. રમેશને એ ઇતિહાસમાં બહુ રસ નહોતો અને રસ હોય તોય એનો ઉપરી એને વહેલી રજા આપે તેમ પણ નહોતો, એટલે સાંજે હું એકલી જ નીકળી.

સરનામું આપેલ જગાએ ગઈ તો સુમન મારી રાહ જોઈને જ ઊભી હતી. એનો મારા પરનો પ્રેમ અત્યારે જાણે બહાર ઊછળી આવતો હતો.

"સુદામાની ઝૂંપડીમાં પધારો!" કહેતી એ મને અંદર લઈ ગઈ. એનું ઘર માત્ર એક ઓરડી જ હતી. એક ખૂણામાં નાનો પલંગ, એની બાજુમાં ટિપાઈ, સામેના ખૂણામાં સગડી, પાંચ–સાત વાસણ અને એક લોઢાની બેગ એટલી એની ઘરની સામગ્રી હતી. બારીમાં પાણીનું મટકું પવનમાં ટાઢું થઈ રહ્યું હતું. "ચાલ, ચા કરી લાવું!" કહીને તે ઊઠી પણ મને ચાની ઇચ્છા નહોતી એટલે મેં કહ્યું, "તું વાત કર એટલે બસ, મારે બધું આવી જશે." મારા બહુ બહુ આગ્રહને અંતે એ માની, ને મેં પાણી પીધું. ઘરમાં વાત કરવાની મઝા નહિ આવે, દરિયાકિનારે જઈશું તો હવા ખવાશે ને નિશ્ચિંતતાથી વાતો થઈ શકશે એમ માનીને અમે બહાર નીકળ્યાં.

દરિયો બહુ દૂર નહોતો. પાંચેક મિનિટમાં ત્યાં પહોંચીને અનુકૂળ સ્થળ અમે શોધી લીધું.

આસપાસ મંદ મંદ વાયુ વાતો હતો. દરિયાનાં મોજાં ઘૂ...ઘૂ... કરીને એના અસ્તિત્વનું સતત સ્મરણ કરાવ્યા કરતાં હતાં.

"આનો ઘુઘવાટ કેટલો શાશ્વત છે! એને કદી આરામ–કદી થાક–કદી નિરાશા?" સુમને શરૂ કર્યું. "એની આ મઝાને–એના આનંદને–એના સુખને–કોઈ લૂંટી શકે તેમ છે? એવું આપણું જીવન હોય તો? પણ એની સાથે આપણું જીવન કેમ સરખાવાય? માણસો કેવા ચંચળ હોય છે? કેવા ઈર્ષાળુ હોય છે? કોઈ આજે કાંઈક નક્કી

કરે તો બીજે કાલે એ નક્કી કરેલું ફોક કરાવી શકે. કાંઈ સ્થિર જ નહિ–કાંઈ અખંડ જ નહિ. જ્યારે હું રામચંદ્ર સાથે જોડાઈ ત્યારે હું આમ જ નાચતી હતી ને ? જેમ આ મોજાંને કોઈની કશી પડી નથી તેમ મને પણ કોઈની પડી નહોતી. અમારું સુખ, અમારો પ્રેમ, અમારું યુગલ જાણે યુગયુગાન્તર માટે નક્કી થઈ ગયું છે એમ મને લાગતું. રામચંદ્રને મન મારામાં જગત છે ને મારું જગત રામચંદ્રમાં જ પૂર્ણ થાય છે એમ હું સમજતી. પણ નવ વરસ–માત્ર નવ વરસ–માં જ અમારું સ્વર્ગ, અમારું જગત, અમારું જીવન ખતમ થશે એ તો કલ્પનાની પેલી પાર જાઉં તોય મને ખ્યાલ આવે એવું નહોતું. પણ મારી એ શ્રદ્ધા, મારો એના પરનો અખૂટ વિશ્વાસ મારા સુખી જીવનને ટકાવી રાખવા અસમર્થ બન્યાં ને " કીસ લિયે કલકી બાત ?"ને માનનારી હું આવતી-કાલનો ભોગ બની. બેપરવાઈનો ધ્યાનમંત્ર રાખનારી હું સુમન 'કાલ'ની ચિંતામાં પડી. "

મને શાંત બેઠેલી જોઈને એને ભાન આવ્યું. " હું જે તે બકયે જ જાઉં છું, નહિ ? પણ આજ ઘણે વખતે મારું દિલ ખૂલે છે એટલે જે ભર્યું છે તે કાઢી નાખું છું. હવે તારે વધુ વાર રાહ નહિ જોવી પડે, હું તને કહેવા ઇચ્છું જ છું–મારા દિલ પરથી શિલા હઠાવવા માગું જ છું–એટલે જલદી શરૂ કરી દઈશ.

" મારી વાત બહુ લાંબી નથી, ટૂંકી ને ટચ છે." એણે શરૂ કર્યું. " તને ખબર તો છે કે અમદાવાદમાં મોટા મિલ–માલેકને પણ ઈર્ષા આવે એટલી બાદશાહીથી અમે રહેતાં. પણ એ પૈસા ક્યાંથી આવે છે, રામચંદ્રને કેટલો પગાર છે, એ કશી મને ખબર નહોતી. એવી શંકા કરવાનું મને કાંઈ કારણ પણ નહોતું. પણ એક દિવસ જ્યારે એ પરપોટો ફૂટયો ત્યારે બધી ખબર મને પડી. પોતે બેંકમાં મોટા હોદ્દા પર, એટલે પૂછનાર કોઈ નહિ. બધા કારકુનો તો સાહેબને ખુશ રાખવા ' હાજી હા ' કરે એટલે આટલાં વરસ સુધી બધી દાદાગીરી ચાલી, પણ છેવટે મારાં નસીબે–સારાં કે ખરાબ તે તો રામ જાણે–એક સતવાદિયો

મળી ગયો. નવો જ નોકરી પર આવેલો કોઈ આદર્શ જુવાન હતો. એણે ધીરે ધીરે કરતાં સાહેબના બધા ગોટાળાની જાણ ઉપરની ઑફિસને કરી. પોતાની પાસે રીતસરની નોંધ રાખી સાક્ષીઓ તૈયાર કર્યા ને પ્રજાના પૈસામાં ગોટાળા કરી ઘર ભરનારને મોટા સાહેબ પાસે ખુલ્લો કર્યો. જો કે એને સમજાવવાના, નોકરી ખૂંચવી લેવાના, ઘણા ઘણા પ્રયત્નો રામચંદ્રે કર્યા પણ પેલો માથાનો નીકળ્યો. "પાઈ તો મારે જોઈતી નથી, પણ સત્ય ખુલ્લું કરવા માટે મારે ભૂખે મરવું પડશે તો ભૂખે પણ મરીશ" એમ કહીને એણે રામચંદ્રને અને એની ટોળકીને દુશ્મન બનાવ્યાં. છેવટે એ જીત્યો ને અમે બેકાર બન્યાં. રામચંદ્રને રજા મળી.

"એ વખતે તો મને જબ્બર આઘાત લાગ્યો—જો કે રામચંદ્રે બચાવમાં ઘણાં ફીફાં ખાંડયાં પણ મારું એને માટેનું માન ઊતરી ગયું. જ્યાં માન ન હોય ત્યાં પ્રેમ પણ કેવી રીતે સંભવે? ને આમ દિલ પણ જુદાં પડયાં.

"હવે શું કરવું એની ચિંતામાં રામચંદ્ર પડયો. આ રીતે રજા મળેલી એટલે બીજી નોકરી મળવી મુશ્કેલ હતી. ખર્ચ તો અમે એકદમ ઘટાડી નાખ્યું પણ ઘટેલું ખર્ચ પણ કયાંથી કાઢવું? છેવટ હું તો સ્ત્રી એટલે સ્ત્રી. મારું દિલ હમદર્દીથી ઊભરાઈ આવ્યું. આવી સ્થિતિમાં જો મારા પૈસા કામ ન આવે તો શા કામનું? મેં રામચંદ્રને વાત કરી ને એનું મોં એકદમ પડી ગયું. હું કેઈસમાં જીતી હતી તે રકમ મેં મૂર્ખીએ એના નામે બીજી જ બેંકમાં મૂકી હતી. હું માનતી હતી કે વ્યાજ ચડયા કરે છે—રકમ વધ્યા કરે છે. મારા બાબા માટે મેં એ મિલકત સાચવી હતી. રામચંદ્રનું ઊતરેલું મોં જોતાં જ મારા દિલમાં ધ્રાસકો પડયો. મેં ચીસ પાડી પૂછ્યું: 'શું છે?'

"રામચંદ્ર કંઈ ન બોલ્યો. જડવત્ એ મારી સામે જોઈને જ બેસી રહ્યો. મેં એને ઢંઢોળ્યો. એ ઊભો થઈને બહાર ચાલ્યો. હું કંઈ બોલ્યા વિના બેસી રહી.

"મોડી રાત સુધી રામચંદ્ર પાછો ન આવ્યો એટલે મારી છાતી ધડકવા લાગી. હું હિંમતબાજ–પણ મારી હિંમત તૂટી ગઈ. 'શું થયું હશે! ક્યાં ગયો હશે?' અનેક પ્રશ્નો ઊઠવા લાગ્યા. અશુભ સંકલ્પોથી મારું ચિત્ત વ્યાકુળ બની ગયું. મેં એવી સ્થિતિમાં નિશ્ચય કર્યો કે એ આવશે તો મારી પાસે જે કાંઈ છે તે બધું એને આપી દઈશ. પાંચેક હજારના દાગીના મારી પાસે હતા.

"પણ એ રાત્રે ન જ આવ્યો. પડખાં ઘસી ઘસીને મેં રાત કાઢી. સવારે એને શોધવાના વિચારમાં હું બારી પાસે ઊભી હતી ત્યાં એના હસ્તાક્ષરનું કવર મેં જોયું. ધડકતે હૈયે મેં એ ઉપાડ્યું, ફોડ્યું, કાગળ વાંચ્યો."

આટલું બોલતાં સુમનને શ્વાસ ચડી ગયો. એ એક પળવાર થોભી, પછી કબજામાં સંતાડેલો કાગળ કાઢી મારા તરફ ધર્યો. આછું અંધારું હતું. મેં કાગળ લીધો. સુમન જરા અસ્વસ્થ થતી જતી હોય એમ લાગ્યું. મેં કહ્યું:

"આપણે તારી ઓરડીએ જઈશું?" જવાબમાં એ ઊભી જ થઈ ગઈ. અમે ચાલ્યાં.

ઓરડીએ આવી એ તો પલંગ ઉપર આંખ મીચીને પડી. મેં કાગળ વાંચવા માંડ્યો:

"સુમન,

હું જાઉં છું. ક્યાં, તે કહી શકતો નથી–પણ હવે કદી પાછો આવવાનો નથી.

જતી વખતે થોડું કહી લેવાનું દિલ થઈ જાય છે. નવ વરસ સુધી તેં મને પ્રેમ કર્યો છે. મેં પણ તને પ્રેમ કર્યો છે એમ તું સ્વીકારશે. તને જણાવવા ઇચ્છું છું કે એ ખોટી વાત છે. મેં કદી તને પ્રેમ કર્યો નથી.

તારા તરફ હું આકર્ષાયો હતો–તારું રૂપ જોઈને. તને હું પરણ્યો–

તારા પૈસા જોઈને. આજે તને છોડીને જતો રહું છું—એ બંને વસ્તુઓ તારામાંથી ચાલી ગઈ છે એ માટે જ.

રામચંદ્ર ”

મેં સુમન સામે જોયું. એ તુરત બેઠી થઈ. એણે મારા હાથમાંથી કાગળ લઈ ઘડી વાળીને હતો ત્યાં સાચવીને મૂકી દીધો. તુરત એ હસી, હું તો ચોંકી ઊઠી. એ હાસ્ય મને ભયંકર લાગ્યું. એ બોલીઃ

“ તારે સાંભળવું છે ને ? ”

મેં માથું હલાવ્યું.

“ મેં તુરત જઈને મારો ટ્રંક તપાસ્યો તો એમાં એક પણ દાગીનો નહોતો. દાગીનાની પેટી જ ઊપડી ગઈ હતી. બાબાના ઘોડિયા તરફ નજર કરી. એ ઊંઘતો હતો. હું બહાર નીકળી પડી. દસ વાગે ઘેર પાછી આવી ત્યારે ઘરની અંદર ને આસપાસ મોટું ટોળું જામ્યું હતું. પાડોશમાં રહેતી બેને બાબાને તેડ્યો હતો. હું ગાંડાની જેમ સૌની વચ્ચેથી બાબા પાસે ગઈ. એ મને વળગી પડ્યો. હું ઘરમાં દાખલ થઈ એટલે લોકો વિખરાવા લાગ્યા. મેં બારણાં બંધ કર્યાં.

“ હજી તારે સાંભળવું છે ? તમે સૌ માનતાં ને કે સુમન બહુ હોશિયાર છે, બહુ પક્કી છે, એને કોઈ ફોસલાવી શકે નહિ—પણ મને ખાતરી થઈ ગઈ કે, મારા જેવું મૂર્ખ—ગમાર—કોઈ નહિ. રામચંદ્રના ગયા પછી તો મેં ઘણું જાણ્યું. એ સટ્ટો કરતો હતો, શોભા નામની એક કુમારિકાનો એ મિત્ર હતો. મુંબઈમાં પણ મારા સિવાય એને ઘણા સંબંધો હતા—પણ હું આંધળી બની હતી. એના સ્મિત—ઝરતા મુખ સિવાય હું કશું જોઈ શકતી નહિ, અને એની પ્રેમભરી વાણી સિવાય કશું સાંભળી શકતી નહિ. ”

“ તેં કાગળ કેમ સાચવી રાખ્યો છે ? ”

“ સદાયે જાગતી રહું એટલા માટે. ”

"હજી પણ તને ડર છે?"

"હા, નાનપણમાં વિધવા થઈ, આટલું ભણી, આટલું ફરી, છતાં રામચંદ્રમાં અંજાઈ ગઈ. ફરી કોઈ આવે..." એ અટકી ગઈ.

"એટલે?"

"એટલે એ જ કે હું જીવતી હોઉં, સ્વતંત્ર હોઉં, થોડા પૈસા થાય, છૂટથી ફરતી હોઉં તો કોઈ સાથે મૈત્રી ન થઈ જાય?"

"તું શું બોલે છે, સુમન?" મેં ચીસ પાડી પૂછ્યું.

"ખરું કહું છું. મને ખબર પડી ગઈ છે કે આમ શાથી થયું. મને ડર છે કે હું તો ફરીને પણ આવું જ કંઈ કરી બેસું—મારા જેવાં મસ્ત માણસોનાં દિલના પાયા કાચા હોય છે."

હું એની સામે જોઈ જ રહી. થોડી વાર મૂંગી રહ્યા પછી મેં પૂછ્યું:

"રામચંદ્ર કોઈ વાર યાદ આવે?"

"દરરોજ!" એ બોલી, "આ સ્મરણ રાખ્યું છે ને?" એણે કાગળનું સૂચન કર્યું.

"તને હવે દુઃખ નથી થતું?"

"શું થાય છે ને શું નથી થતું તે હું યાદ જ નથી કરતી. જેમ મનમાં આવે તેમ કર્યે જાઉં છું. દુઃખ થઈ આવે તો કામે વળગું છું. લહેર આવી જાય તો લહેર ઉડાવું છું."

"આ બાબો......"

"પણ એ એક બંધન..." એક પળ એની આંખ કરુણ બની ગઈ. તુરત સ્વસ્થ થઈ એ બોલી:

"એ છે એટલું સારું છે. એનું બંધન મને બચાવશે. હું તો પ્રવાહમાં ચાલનારી—એ મને ખેંચી રાખશે. એ મારી જીવનદોરીનો ખીલો. નાચું—કૂદું એની જ આસપાસ."

"સુમન!" મેં ગંભીર થઈ પૂછ્યું: "રામચંદ્ર અચાનક આવે તો?"

"તો લાત મારી કાઢી મૂકું."

"માફી માગે તો? આંસુ સારે તો?"

"તો આ ઘર એને સોંપી બાબાને લઈ ચાલતી થાઉં."

"આ બાબો માગે તો?"

"તો?..." એ અટકી ગઈ. એની આંખમાં ધસી આવતાં આંસુ જાણે રોકાઈ ગયાં.

"તો ન જ આપું." એણે વાક્ય પૂરું કર્યું.

"બાબા ઉપર એનો અધિકાર નહિ?"

"ના." એ કડક સ્વરે બોલી. "મારા સિવાય કોઈનો અધિકાર નહિ."

વાત ચાલતી હતી ત્યાં જ બહારથી રમીને બાબો આવ્યો. સુમન એના તરફ જોઈ રહી. આંખમાં ચમક આવી—આંસુ નહિ. હું સુમન તરફ તાકી રહી. મારું હૃદય હસી ઊઠ્યું. સુમનને આજ પહેલ-વહેલી મેં બંધનમાં દીઠી. મને ખાતરી થઈ કે કોઈ રામચંદ્ર હવે અહીં આવી શકશે નહિ.

# છૂટાછેડા

ચીમને જ્યારે આવીને મને અનિલના છૂટાછેડા વિષે વાત કરી ત્યારે ઉપરઉપરથી તો એ માનવાની મેં ચોખ્ખી ના પાડી, કદાચ સાચી હશે એવો મનમાં મને ડર તો હતો જ, છતાં મેં કહ્યું:

"એ બનવું અશક્ય છે. હું અનિલને સારી પેઠે સમજું છું. સુશીલા પણ ડાહી છે. તેઓ એવું પગલું ભરે જ નહિ." મેં મારી વાતને સાચી ઠરાવવા દલીલ કરી.

"પણ હું હમણાં જ એને ઘેરથી ચાલ્યો આવું છું. બંને ખૂબ રોષમાં છે. સુશીલાએ રસોઈ પણ નથી કરી. ઘર સાચવવાની પણ ના

પાડી દીધી છે અને અનિલ પણ ઑફિસે ન જતાં ઘેર જ બેઠો છે. મને એણે ચોખ્ખું કહી દીધું કે, હવે એ આમ લાંબું ચલાવી નહિ શકે. રોજરોજના કંકાસથી એ ત્રાસી ગયો છે. એને શાંતિ જોઈએ છે અને એ શાંતિ હવે તે મેળવવાનો જ છે. અત્યારે એણે એના પિતાને અને સુશીલાના ભાઈને તાર કર્યા છે. કાલ સવારે કાઠિયાવાડ મેલમાં બંને આવી પહોંચશે અને કાલે જ એમની હાજરીમાં તેઓ છૂટાં પડી જશે.” ચીમને પોતાની જાતમાહિતીની વાત કરી.

અને મારે એ વાતને સાચી માનવી પડી. હું તો અનિલને પંદર દિવસથી મળ્યો ન હતો, જ્યારે ચીમને તો કલાક પહેલાંની જ હકીકત રજૂ કરી, એટલે મારે એનામાં વિશ્વાસ મૂકયે જ છૂટકો હતો.

હું, ચીમન અને અનિલ લંગોટિયા દોસ્તો હતા. શેરીમાં રમેલા સાથે, નિશાળમાં ભણેલા સાથે, પણ પછી સંજોગોએ અમને જુદા કરી નાખ્યા. અમારી વચ્ચે તો પૈસાદાર કે ગરીબનો કશો ભેદ હતો નહિ એટલે અમે તો સાથે રહી જ શકત, પરંતુ કૉલેજ અમને સરખા ગણે તેમ ન હતી. મારે મારાં બુઢ્ઢાં માબાપને અને નાની બેનને પોષવાનાં હતાં. બાપુ સાધારણ જિંદગી જીવેલા એટલે મારે માટે કૉલેજનું ખર્ચ કાઢી શકે એમ ન હતું. મેં મૅટ્રિક પૂરી કરીને અમારા સગાની દુકાને જ મહેતાગીરી સ્વીકારી લીધી. થોડા વખત પછી શ્રીમતીજીને લઈ આવ્યો અને થોડા પૈસામાં મારું સંતોષી જીવન હું ગાળવા લાગ્યો. એ વખતે ચીમન અને અનિલ કયાં હતા તેની મને ખબર પણ નહોતી. પણ વિધિના કૃપાબળે મહેતાગીરીમાંથી મને મારા શેઠની મુંબઈની દુકાન સંભાળવાનો હોદ્દો મળ્યો ને હું મારા જૂના દોસ્તોને ફરી વાર મળી શક્યો. ચીમન તો હજુ પણ એલ.એલ. બી.માં બબ્બે વરસે પાસ થઈને કૉલેજ–જીવન ગુજારતો હતો. અનિલ તો ધનાઢ્ય પિતાનો પુત્ર હતો અને ધનિકોની લાગવગથી એને નોકરી પણ બાદશાહી જેવી મળી ગઈ હતી. એ રીતે અમારી ત્રિપુટી ફરી ત્યાં ભેગી થઈ ગઈ. ચીમન તો

હજુ ફર્યા કરતો હતો–હોટેલમાં રહેતો અને મિત્રો સાથે મોજ કરતો. અમારે સૌને મળવાનું ઠેકાણું અનિલનું ઘર હતું. ઘરમાં નોકર–ચાકર સૌ હતા, પરંતુ ઘરની રાણી વિનાનું અમને ગમતું નહિ અને હું વારંવાર કહ્યા કરતો: "અનિલ, તું હવે જલદી ભાભીને લઈ આવ તો સારું, મને તો ઘેર આવવામાં મઝા નથી આવતી. ઘરની રાણી વિનાનું ઘર શોભતું નથી." અનિલને પણ કાંઈક ઊણપ લાગતી હોય એમ જણાતું છતાં તે વાતને હસી કાઢતો, પણ એ વખતે મને એના મનની વાતની ખબર નહોતી.

એક દિવસ અનિલે મને દુકાને ફોન કરીને સીધા એને ઘેર જમવા આવવા કહ્યું, એટલે હું દુકાનેથી વહેલો નીકળીને ત્યાં ગયો તો અનિલ એક બહેન સાથે બેઠો હતો અને ખૂબ જ ટેસમાં હતો. અનિલે મને ઓળખાણ પાડી: "એમનું નામ સુશીલાબેન છે. સ્ત્રીઓની યુનિવર્સિટીની મૅટ્રિક પસાર કરી છે અને હજુ પણ અભ્યાસ જ કરે છે અને આગળ જવા ધારે છે, પણ જો વચ્ચે કોઈ મારા જેવો રાહુ આડો પડે તો આગળ જવાનું અટકી પણ જાય!" કહીને તે ખડખડાટ હસી પડ્યો. હું તો મૂંઝાઈ જ ગયો. આવી રીતે બહેનો સાથે હસવાનો કે બેસવાનો પણ પ્રસંગ મને કદી પડ્યો નહોતો. મારે મન આ બધું નવીન હતું. અનિલને આવી દોસ્તી કેવી રીતે થઈ હશે એ વિચારમાં જ હું તો પડી ગયો. મારી સામે એ બંને બેઠાં છે એ વાત પણ હું ભૂલી ગયો–ત્યાં ફરી અનિલ બોલી ઊઠ્યો, "કેમ ભાઈ, આવી ભાભી ફાવશે કે નહિ? સુશીલા પણ રજા માગે છે. જો તારા જેવા દિયરિયાઓની રજા હોય તો જ એ આ ઘરમાં પ્રવેશ કરે અને મારી રંકની ઝૂંપડી પાવન કરે!" એમ બોલીને ફરી એ હસી પડ્યો. આ વખતે તો મેં પણ હિંમત કરીને હાસ્યમાં મારું હાસ્ય ભેળવી દીધું અને બોલી નાખ્યું, "દિયરસાહેબની રજા છે!" મારી રજાને સુશીલાએ મીઠા સ્મિતથી વધાવી લીધી અને થોડા જ દિવસમાં સિવિલ મૅરેજ ઍક્ટ પ્રમાણે લગ્ન કરી નાખ્યું.

લગ્ન પછી મેં ભાભી સાથે જરા છૂટ લેવા માંડી. એક દિવસ વાતવાતમાં પૂછી લીધું કે, આ ઘર ને આ વર શોધી કેવી રીતે કાઢચાં? ત્યારે એમણે માંડીને વાત કહી. અનિલ પૈસાદારનો છોકરો હતો અને કમાતો પણ ઘણું, પરંતુ ઘરમાં અવ્યવસ્થાનો પાર ન રહેતો. સુશીલા એની સામેના માળામાં બોર્ડિંગમાં રહેતી એટલે બધું જોતી અને સ્વભાવ પ્રમાણે આ અવ્યવસ્થા એને ખૂંચતી. ઘર તો હમેશ ખુલ્લું જ રહે, નોકર–ચાકરો મનફાવે તેમ વર્તે, કેટલીક વાર કબાટો પણ ખુલ્લા જ પડચા હોય, ચાવીઓ પણ ટેબલ ઉપર રહી ગઈ હોય. આવી બેદરકારી અને અલગારીપણું સુશીલાને ગમી ગયાં. પોતે ઘરની રાણી થઈને બધું સંભાળી લે એવી એના દિલમાં ઇચ્છા જાગૃત થઈ અને એ ઇચ્છાને માર્ગે જવા માટે તે આગળ વધી. ધીરે ધીરે કરતાં એણે અનિલ સાથેનો સંબંધ વધારી દીધો. અનિલ આગળ ઘણી છોકરીઓનાં માગાં આવતાં પણ કોઈ એને પસંદ નહોતી આવતી. બધી છોકરીઓ ઘરમાં પુરાઈને જ મોટી થઈ હોય; બહાર જતાં–આવતાં, સમાજમાં ભળતાં કે મિત્રોમાં છાપ પાડતાં શીખી ન હોય; એવી કન્યા આ મુંબઈવાસી અનિલને કેમ પસંદ પડે? એટલે અનિલે પણ સુશીલાના અંતરની વાત જાણી લઈને એ સંબંધ આગળ વધવા દીધો. સુશીલાએ એનાં માબાપને આ વાત જણાવી. તેઓને આ સંબંધમાં કશો વાંધો નહોતો એટલે એમણે પ્રસંગને વધાવી લીધો અને સૌની ખુશાલી વચ્ચે લગ્ન ઊજવાઈ ગયું. પણ અમે એમ અનિલને છોડચો નહિ. ભાભીના હાથની રસોઈ વિના અમને મઝા શાની આવે? એક દિવસ ભાભીએ હાથે જ રસોઈ પકાવી ને અમને જમાડચા ત્યારે જ હું શાંત થયો.

ત્યારપછી તો દર અઠવાડિયે અમે સૌ ભેગાં થતાં અને લહેર કરતાં. સુશીલાએ આવીને ઘરની શિકલ ફેરવી નાખી. ઘરની ગોઠવણ એવી કરી કે સામાન હોવા છતાં ઘર ચોખ્ખું અરીસા જેવું દેખાય. કોઈ વસ્તુ ક્યાંય આડીઅવળી પડી ન હોય. બધી પેટીઓ–કબાટોને તાળાં લગાડેલાં

હોય. નોકરો પણ સીધી રીતે કામ કરતા હોય. આમ એણે સર્વત્ર સુવ્યવસ્થા સ્થાપી દીધી. આમ બંનેનો સંસાર સરળ રીતે ચાલવા લાગ્યો.

એક વરસ એમ વીતી ગયું અને સુશીલાના સુશીલપણામાં ખામી આવવા લાગી. લગ્નનું પ્રથમ વર્ષ મોજમજામાં ગયું એટલે એનો કંજૂસિયો સ્વભાવ ક્યાંય દેખાયો નહિ, પરંતુ જેમ જેમ લગ્નની નવીનતા ઓસરતી ગઈ તેમ તેમ એના સ્વભાવે આગળ આવવા માંડ્યું. અનિલ સ્વભાવે જરા લહેરી હતો. મિત્રોને રાત્રે ભેગા કરવા, પાનાં રમવાં અને નાસ્તા-પાણી ઉડાવવાં એમાં એનો આનંદ હતો. એ આનંદ સુશીલાને ખૂંચવા લાગ્યો. અનિલ ઉડાઉ છે, ઘરની સાચવણી નથી, મિત્રોમાં ભોળવાઈ જાય છે, એવી એવી ટીકા તે કરવા લાગી. શરૂઆતમાં તો અનિલ હસી કાઢતો, પણ પછી તો એને આ ટકટક અસહ્ય થઈ પડી અને જિંદગીમાં પહેલી જ વાર તે ગુસ્સે થતાં શીખ્યો: "મારા મિત્રો આવે છે એમાં તું આટલી નારાજ શાની થઈ જાય છે? તારી બેનો અને ભાઈઓ આખો દિવસ અહીં જ પડ્યાં રહે છે તો હું કેમ કશું બોલતો નથી? મારી વાતમાં તારે આમ ટકટક ન કર્યા કરવું?" આમ દિવસમાં કેટલીય વાર બોલાચાલી થતી ને છેવટ સાંજે પાછી બંનેમાં સંધિ થઈ જતી ને ગાડું સીધે રસ્તે ચાલતું.

સુશીલાનો એ સ્વભાવ ધીરે ધીરે વિકસવા લાગ્યો. એને અનિલ સિવાય કોઈ પણ માણસ અણગમતું થઈ પડ્યું. એનો સગો દિયર અને નણંદ જેઓ ત્યાં રહીને ભણતાં એ પણ અળખામણાં થઈ પડ્યાં, ને રોજની ખટપટ ઘરમાં શરૂ થઈ ગઈ. પછી તો સુશીલા જરા આગળ વધી. એણે અનિલના ખિસ્સા ઉપર પણ કાપ મૂકવા માંડ્યો. આટલું બધું ખર્ચ ન પોસાય એમ કરીને એ અનિલના પાકીટને મર્યાદામાં મૂકવા લાગી. અનિલની સ્ત્રી–મિત્ર સુમનને માટે અપશબ્દો બોલવા લાગી. આ બધું અનિલથી સહ્યું જતું નહિ. હમેશ એ ધૂંધવાયેલો રહેતો. અમે તો ભાભીના ડરથી ઘેર જવાનું ઓછું કરી નાખેલું, પણ બાગમાં કે

ક્યાંક અનિલનો ભેટો થઈ જાય ત્યારે એ ખૂબ ઉકળાટ ઠાલવતો. "માણસની તો ખબર જ પડતી નથી, કેવું ધારીએ છીએ ને કેવું નીકળી પડે છે! હવે તો હું સુશીલાથી ગળે આવી ગયો છું. એની શંકા, ઈર્ષા ને કંજૂસાઈ હવે હદ વટાવી ગયાં છે. હવે મારાથી સહન નહિ થાય. એની સાથે મારાથી રહી શકાશે નહિ." એમ એ બબડતો ને હું એને શાંત પાડતો–કહેતો કે, "જીવન એ યુદ્ધ છે. એમાં હારવાથી માણસની મુક્તિ નથી. સામી છાતીએ લડ્યે જ છૂટકો. જીવનમાં હમેશ અથડામણ ઊભી થતી જ હોય છે. જોતો નથી, મોટા મોટા દેશો, મોટા મોટા નેતાઓ વચ્ચે કેટકેટલા મતભેદો હોય છે! જો સૌ લડીને છૂટા જ થાય તો જીવી કેમ શકે? સમાધાન, સમાધાન, બસ સમાધાન કર્યે જ છૂટકો છે. સમાધાન વિના જિંદગી જીવવી અશક્ય છે." અને તે શાંત પડીને ઘેર જતો તે વળી બે–ચાર દિવસ ગાડું સારું ચાલતું. વસ્તુસ્થિતિ આમ હતી એટલે ચીમનની વાતથી મને નવાઈ તો ન જ લાગી, પરંતુ આઘાત થયો અને મારાથી બને તેટલું કરી છૂટવા મેં એકદમ કપડાં પહેરીને એના ઘરનો માર્ગ લીધો.

ઘેર ગયો. ત્યાં જોયું તો અનિલ એના ઓરડાનું બારણું બંધ કરીને સૂતો હતો અને સુશીલા એના ઓરડામાં પોતાની પેટી પૅક કરી રહી હતી.

હું જઈને ઊભો કે તુરત સુશીલા તો ગુસ્સે થઈ ગઈ, "મને ન બોલાવશો, જાઓ, તમારા ભાઈ ત્યાં સૂતા છે. હું હવે તમારા બધાંથી કંટાળી છું. રોજ ને રોજ મિત્રો ને બહેનપણીઓ–બીજી વાત નહિ. અત્યારે ભગવાને મને આ ત્રાસમાંથી છૂટવાનો મોકો આપ્યો છે, મારે ભાગવું છે, તમે મહેરબાની કરીને પધારો." હું તો મૂંગોમંતર બની ગયો ને સીધો પહોંચ્યો અનિલના ઓરડા ઉપર. પહેલાં તો સુશીલા હશે એમ માનીને અનિલે બારણું ખોલ્યું નહિ, પરંતુ મેં મારું નામ આપ્યું ત્યારે તુરત એણે બારણું ખોલી દીધું ને "હું એનું મોં જોવા માગતો નથી" કહીને બારણું ભટ કરતું બંધ કરી દીધું.

અમે અંદર સોફા પર બેઠા. મેં થોડી વાર અનિલના હાથ પંપાળ્યા ને પછી લાવી શકાય એટલી નમ્રતા અને મીઠાશ જીભમાં લાવીને કહ્યું: "આ છોકરવાદીપણું ક્યાં સુધી, અનિલ ? હવે શું તમે નાનાં બાળકો છો ? લગ્ન કરતી વખતે પણ તમે કાંઈ અણસમજથી કર્યું હતું ? આમ વાતવાતમાં ઝઘડી પડવું અને આટલી હદ સુધી આવી જવું એ શું તને વાજબી લાગે છે ?" અનિલ તો એ જ હતો–જે વર્ષો પહેલાં હતો. એણે મારી વાત સાંભળી પણ એનો સ્વીકાર ન કરી શક્યો ને દુઃખપૂર્ણ અવાજે એ બોલવા લાગ્યો: "મેં કેટલું સહન કર્યું એનો તો તું વિચાર કર ! મારાં મિત્રોને ભેગાં કરી આનંદ કરવાની મારી ટેવ છોડી, મિત્રો ઓછાં કર્યાં, મારા આનંદનો ભોગ આપ્યો, એટલેથી એને સંતોષ ન થયો તે મારાં નાનાં ભાઈબેનને સાથે રાખવામાં એ વિરોધી બની. પૈસાની તો ક્યાં તંગી છે ? આ તો મારે બે ભાઈબેન છે, પરંતુ ચાર–છ હોય તોય મારાં ભાંડુડાં છે ને ? એને ઉછેરવાની, ભણાવવાની વગેરે મારી ફરજ છે. એમાંથી ચ્યુત થવા માટે એ વારંવાર મારી સાથે ઝઘડા કરે છે. હું બધું ગળી ખાઉં છું, જે બોલે તે મૂંગે મોંએ સાંભળી લઉં છું, છતાંય એને સંતોષ થતો નથી ને એ જાન ઉપર આવી જાય છે એ મારાથી કેમ સહન થાય ? તું મારી કૉલેજ–મિત્ર સુમનને તો જાણે છે ને ? એ મને મળવા આવે તો એ પણ હવે એને અળખામણી થઈ પડી છે. મારા પગલે પગલામાં એને બિનવફાદારીની ગંધ હવે આવે છે. મારું પગલે પગલું એની શંકાનું સાધન બને છે ને ચોવીસે કલાક–મેં પૈસા ક્યાં ખરચ્યા ? મેં મિત્રોમાં શા માટે ઉડાઉપણું રાખ્યું ? મેં સુમન સાથે શા માટે વધુ સમય ગાળ્યો ?–બસ આવી જ કેટલીય વાતોને મોટી મોટી બનાવી દે છે ને એના ઉપર મહાભારત યુદ્ધ માંડે છે. મારાથી બધું સહન નથી થતું. હું તો રહ્યું ઊડતું પક્ષી, મને આવાં બંધનો ન ફાવે–મને આવા કજિયા ન ગમે. મારે જોઈએ મુક્ત આનંદભર્યું જીવન. રોજના આ ટકટકાટથી મારું તો મગજ જ બહેર મારી ગયું છે. તું માનીશ ? હું ઑફિસમાં પણ મન પરોવી શકતો નથી. મોજ મારું જીવન, છતાં

હું મોજ મેળવી શકતો નથી. આ રોજની ચિંતા મારું મગજ કોરી ખાય છે, એમાંથી હું છૂટવા ઇચ્છું છું. આજે મેં છેલ્લો નિર્ણય કરી લીધો છે ને હવે કાલથી હું સ્વતંત્ર બની જઈશ—આ મહાત્રાસમાંથી છૂટીશ. મુક્તપંખી બની ઊડીશ ને આનંદ કરીશ. પછી તમારી સૌની સાથે આનંદ કરી શકીશ, મારાં ભાંડરડાંને સાચવી શકીશ, મારું કોઈ વિરોધી નહિ હોય, મને કોઈ ટોકશે નહિ.”

હું આવ્યો હતો તો ભારે ઉત્સાહમાં, મને હતું કે હું સંધિ કરાવી શકીશ અને સમાજમાં ખરાબ દાખલો બેસતો અટકાવી શકીશ, પરંતુ અનિલનો નિશ્ચય સાંભળીને હું કંડોગાર બની ગયો. શું કરવું તે મને સૂઝ્યું નહિ. સગાં ભાંડુડાંને રાખવા પણ સુશીલા નારાજ હોય તો એ કદી ન ચલાવી શકાય. એને સાચવવા ખાતર કુટુંબ પ્રત્યેની ફરજ ન ભુલાય. સમાધાનનો સારો સિદ્ધાંત મિત્રો માટેના સંબંધમાં ઉપયોગમાં લઈ શકાય, પરંતુ કુટુંબ માટેની ફરજમાં સમાધાન શકય ન ગણાય—એ તો ફરજ બજાવ્યે જ છૂટકો. હું ઊંડા વિચારમાં ઊતરી ગયો હતો ત્યાં કોઈક બાળકની ચીસે મને જાગ્રત કરી દીધો. મારા મગજમાંથી તુરત જાણે વીજળી પસાર થઈ ગઈ ને હું દોડ્યો સુશીલા પાસે. અત્યારે સુશીલા કાંઈક શાંત હતી. બે–ચાર આંટા મારીને મેં મારા મનને સ્વસ્થ કર્યું, પછી ઘણી જ ધીરજથી ને કંઠમાં આર્દ્રતા લાવીને પૂછ્યું, “સુશીલા-બેન, આવું બાળપણ ક્યાં સુધી ચલાવશો ? તમે તમારી જાનને અને અનિલભાઈને કેટલું નુકસાન કરી રહ્યાં છો તે જાણો છો ? સમાજમાં કેટલો ખરાબ દાખલો બેસશે તે સમજી શકાય છે ? હું તો કહું છું કે સમાજને મૂકો બાજુએ, તમારો પણ વિચાર ન કરો, પરંતુ આ નિર્દોષ પ્રભુના ઘરના મહેમા-નને શા માટે તમારી તકરારમાં હેરાન કરો છો ? અનિલભાઈ પરનો ગુસ્સો એ કુમળા ફૂલ પર શા માટે ઉતારો છો ? તમારા ગુસ્સાની જ્વાલાનો ભોગ એને શા માટે બનાવો છો ? જરા તો વિચાર કરો ! ધારો કે તમે અહીંથી છૂટાં થશો, પણ પછી જ્યાં જશો ત્યાં તમે સુખી જ થશો એની તમને ખાતરી છે ? આવેગમાં આવી જઈને એક જીવને હાનિ પહોંચાડવાનું

પાપ કાં વહોરો ? જીવનમાં સમાધાન મોટું સાધન છે. સમાધાન કરતાં શીખો. એકબીજાને સહન કરતાં શીખો. એ બધું કાંઈ ન કરો તો કાંઈ નહિ પરંતુ આ નાના પુષ્પને ન બાળો એવી મારી વિનંતિ છે."

મારું તીર બરોબર નિશાન પામ્યું. સુશીલાનું માથું નીચું નમી પડ્યું. એની આંખમાંથી ટપ ટપ આંસુ ઝરવા લાગ્યાં. મેં એમને હાથ ઝાલીને ઊભાં કર્યાં ને અનિલના ઓરડામાં એને લઈ ગયો. અનિલને પણ મેં આજીજી કરી. એ બંનેના આવેગનો ભોગ બાળક ન બને એમ વીનવ્યો. અનિલ તો ચોંકી જ ગયો. એને આ વિચાર તો આવ્યો જ ન હતો. ગુસ્સાના આવેશમાં એ કશું વિચારી પણ નહોતો શક્યો. મારી વિનંતિથી એ એકદમ દ્રવી ગયો. એણે મહાપાતક કર્યું હોય તેમ એ રડવા લાગ્યો ને બોલવા લાગ્યો, "સાચી વાત છે, સાચી વાત છે. સમાધાન વિના જીવન શક્ય નથી. અંદર અંદર સમજી લેવું જોઈએ, માર્ગ વિચારી લેવા જોઈએ. ઝઘડાથી કાંઈ ન પતે, તડફડથી દુઃખનો અંત ન આવે. એક દુઃખ મટે ને બીજું ઊભું ન થાય એની શી ખાતરી ?" ફરી એ ગણગણવા લાગ્યો, "બરોબર છે, સમાધાન જ જીવન ટકાવી રાખવાનો ઉત્તમ રસ્તો છે." અને એણે સુશીલાનું નીચું માથું ઊંચક્યું. બહારથી રેકર્ડ સંભળાઈ, "મન મેં મીઠાસ ઘોલો મેરી કોયલિયા—"

મારા આનંદની સીમા ન રહી. મારા દિલના દોસ્તનું જીવન હું સુધારી શક્યો હતો. મારા આવવાનો હેતુ ફળ્યો હતો. મારા પ્રયત્નની સિદ્ધિના આનંદમાં જ મેં બંનેને એકલાં મૂકીને મારી ઑફિસ તરફ મારી મૂક્યું.

કહેવાની જરૂર છે કે સુખેદુઃખે બે માસ પસાર કર્યા પછી સુશીલાએ બાબાને જન્મ આપ્યો અને તે પછી એમનું ગૃહજીવન શાંત અને પ્રસન્ન થઈ ગયું છે ? બંને વચ્ચે સમાન રસની ભૂમિકા બાબાએ આવીને રચી દીધી એટલે એ બંને ભિન્ન સ્વભાવનાં પ્રાણીઓ લડતાં–ઝઘડતાં બચી ગયાં.

તે દિવસે જ ઉશ્કેરાટ અને ઉતાવળમાં એ બંને જુદાં પડી ગયાં હોત તો ?

# જ્વાલા અને જ્યોત

"સુલુ? અરે ઓ સુલુ? ઊઠને ડિયર! આજે મારે વહેલું જવું છે એટલુંય તું નથી જાણતી?" બોલતો બોલતો અને હજામતની પીંછી દાઢીએ ફેરવતો ફેરવતો રમણ 'બેડરૂમ'માં દાખલ થયો.

"ઓહોહોહો! બહુ સુંદર છો, બહુ...જ સુંદર. ક્યાં સુધી અરીસામાં જોયા કરીશ? ચાલ જલદી, ચા પતાવી લઈએ."

સુલુ મૌન.

"હવે કેટલી આજીજી કરાવવી છે? કહે તો લાંબો પડીને તને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરું—જો ઊઠતી જ હોય તો. ચાલ, ઊભી થા જોઉં,

બહુ ડાહી છે હો ડિયર!" કહેતાં રમણે સુલુને હાથ ઝાલીને ખેંચી. "આ શું? રડે છે કેમ?" રમણના હાથમાંથી પીંછી નીચે પડી ગઈ. બંને હાથે ઊંચકીને રમણ તેને સોફા પાસે લઈ ગયો. "શું થયું? કાંઈ ખરાબ સ્વપ્નું આવ્યું? માથું દુ:ખે છે? બા-બાપુજી કોઈ યાદ આવ્યું? શું થયું?" કહી એણે સુલોચનાનું મોં પકડી લીધું. આંસુ લૂછી નાખ્યાં. સુલોચના માત્ર મીઠું હસી અને રમણની સોડમાં ભરાઈ ગઈ. ફરી રમણે ફેરવી ફેરવીને પૂછ્યું ત્યારે જવાબ મળ્યો: "મને એમ થાય છે કે કોઈક દિવસ તું મારો મટીને બીજાનો થઈ જાય તો મારું શું થાય!" બોલતાં બોલતાં ફરી એની આંખમાં આંસુ આવી ગયાં અને એણે માથું રમણના ખોળામાં મૂકી દીધું.

"અરે એવ પગલી! ચલ, ચલ! આવા તે શા વિચારો? મારે આ દુનિયામાં સુલુ સિવાય છે કોણ? સુલુ મરે તો હું મરું ને સુલુ જીવે તો હું-શું સમજી? ગાંડુ છે સાવ, ચાલ હવે, મારે એવી વાતો નથી સાંભળવી. જો આજે અમારી કલબમાં સંગીતનો જલસો છે. હું ફિડલ વગાડવાનો છું, કેવું, ખબર છે? સુલુ ડાહીડમરી થઈને સ્ત્રીઓ વચ્ચે બેઠી હશે તે દોડીને સ્ટેજ પર આવી નાચવા લાગી જાય એવું. ને વળી મારા એક મિત્રની ઓળખાણ પણ કરાવીશ. ભારે ઉસ્તાદ છે હો, સમજી? જલદી કર, તારેય મારી સાથે જ આવવું પડશે, નહિ તો આપણા રામ ગજ ચલાવી જ નહિ શકે. પહેલું તારું મોં ને પછી ફિલડનું!" કહીને રમણ એને દીવાનખાનામાં ખેંચી ગયો. દાતણ-પાણી પતાવીને બંને નવ વાગતાં સુધીમાં કલબમાં પહોંચી ગયાં.

ત્યાં માણસોની ઠઠ જામી હતી. સ્ત્રીઓની બેઠકમાં સુલોચના બરોબર રમણને જોઈ શકે એમ બેઠી, રમણ પણ એની સામે જોઈને જ વગાડવાની પ્રેરણા મેળવવા લાગ્યો. બે-ત્રણ કાર્યક્રમો પત્યા અને પછી એક જુવાન સ્ટેજ પર આવ્યો. તેને જોઈને સુલુ તો અવાક્ થઈ ગઈ. છૂટી પાટલીનું ઢળકતું ધોતિયું, બંગાળી ઢબનો કલામય રેશમી ઝભ્ભો ને

વાંકડિયા વાળ ! સુલોચનાના મનમાં “ વાંકડિયાં એ જુલફાંની મગરૂબ હશે કો માતા !”ની કડી પસાર થઈ ગઈ ને ઘડીભર તો એ રમણ સામે જોવાનું પણ ભૂલી ગઈ. થોડી વાર એવી અસ્વસ્થ સ્થિતિ ભોગવ્યા પછી તુરત એને ભાન આવ્યું. જોયું તો રમણ ઢીલો બની ગયો હતો. એને પ્રેરણા આપવા પોતાનું દિલ સ્વસ્થ કરવા એણે મોં પર હાસ્ય લાવવા પ્રયત્ન કર્યો. બે–ચાર વાર પ્રયત્ન કરી કરીને મોં પર એ પરમ આનંદની સુરખી લાવી શકી અને રમણને ફરી પાછો એણે વગાડવાના તાનમાં લાવી દીધો. ત્યાર પછી પણ ઘણી વાર રમણ સામે જોવાનું મૂકી દઈને એની નજર મહેન્દ્ર ઉપર જ ચાલી જતી. ત્યાંથી પરાણે પરાણે ક્રૂર બની જઈને એ નજરને ખેંચી કાઢતી અને રમણમાં પરોવતી. એની આ અસ્વસ્થતા રમણ કળી ન શક્યો. સુલુ સંગીતની બહુ શોખીન છે એટલે આવું અદ્ભુત સંગીત સાંભળીને તે મુગ્ધ બની જાય એ સ્વાભાવિક છે એમ તેને લાગ્યું, અને એણે મનમાં નક્કી પણ કરી લીધું કે મહેન્દ્ર તો મારો મિત્ર છે. એને ઘેર બોલાવીને સુલુ ધરાય એટલું વગડાવી લઈશ ને મારી સુલુને ખુશ કરી દઈશ.

ઉત્સવ પૂરો થયો. સુલુ રમણને મળવા અને અંતરના અજ્ઞાત ભાગમાં મહેન્દ્રને પણ મળવાની ઈચ્છાએ સ્ટેજ પર ચડી ગઈ. રમણ સુલુને ખુશખુશાલ જોઈને ખૂબ ખુશી થયો. હાથ પકડીને એને મહેન્દ્ર પાસે ખેંચી ગયો. બંનેની ઓળખાણ કરાવી. મહેન્દ્ર નીચું જોઈ ગયો પણ બીજી જ ક્ષણે ઊંચું જોઈ હસ્યો. સુલોચના પણ માત્ર સ્મિત સિવાય કશું બોલી શકી નહિ. દિલના તારની એક ઝણઝણાટી બંનેનાં હૃદયમાંથી પસાર થઈ ગઈ. આ ગંભીરતા તોડવા રમણે જ હસીને કહી દીધું, “ મહેન્દ્ર, સુલુને તારું ફિડલ બહુ જ ગમ્યું છે. તારે અમારે ત્યાં આવવું પડશે–તારે ખાવાં હશે તો ગુલાબજાંબુ કરીને સુલુ તને ખવડાવશે. કેમ, ખરુંને સુલુ ?” સુલુ અત્યાર સુધી મહેન્દ્ર સામે જોવામાં તલ્લીન હતી તે એકદમ બોલી ઊઠી :

"હાં, હાં, જરૂર! શા માટે નહિ? જરૂર આવજો! ક્યારે આવશો? કાલે રાત્રે?" મહેન્દ્રે કશી જ આનાકાની કર્યા વિના ડોકું ધુણાવી 'હા' પાડી દીધી ને બંને મિત્રો છૂટા પડ્યા. જતાં જતાં સુલુએ પાછું ફરીને એક વાર જોઈ લીધું તો મહેન્દ્ર ત્યાં જ ઊભો ઊભો એની જ પાછળ જોઈ રહ્યો હતો. બંનેનાં દિલમાં શું હતું તે બંને સમજી શકતાં નહોતાં.

રસ્તામાં રમણે પૂછ્યું: "આજે તને થયું છે શું? સવારે રડવા લાગી–અત્યારે પણ મહેન્દ્ર સાથે બોલી નહિ?"

"કેમ, નહોતી બોલી વળી? આવતી વખતે આવવાનું કોણે–આપે કહ્યું હશે, ખરું?" સુલુએ લાડથી પૂછ્યું.

"ના, પણ પહેલાં તો મૂંગી જ બની ગઈ હતી. નહિ તો મિત્રો વચ્ચે તો તું ઓર જ ખીલી ઊઠે છે. આ તો કદાચ મહેન્દ્રને પણ માઠું લાગ્યું હશે."

"એકદમ ઓળખાણ વિના શું બોલવું? પણ કાલે જોજો, જરાય સંકોચ રહે તો કહેજો." કહીને સુલોચના હસવા લાગી.

બીજે દિવસે રાત્રે મહેન્દ્ર આવ્યો. એ સ્વસ્થ હતો. સુલોચના પણ સ્વસ્થ હતી. ત્રણ જણાંએ ખૂબ ગાયું, ખૂબ ખાધું ને લહેર કરી. સુલોચના પણ બધું ભૂલી જઈને ખૂબ આનંદમાં આવી ગઈ. રમણ તો સુલોચનાના આનંદથી ખૂબખૂબ રાજી થયો ને આનંદમાં જ સૌ છૂટાં પડયાં. પણ...રાત પડી, બત્તીઓ ઓલવાઈ, બહાર ચંદ્રમા વાદળાં પાછળ છુપાઈ ગયો ને સુલોચનાની સામેથી રમણ ખસી ગયો. રાત્રીના કાળા અંધારપટ ઉપર મહેન્દ્રની છબી આવીને ઊભી રહી. સુલુ એની સામે જોવા લાગી, એને બોલાવવા લાગી, એનું વ્યથિત મુખ સુલોચનાને એના પ્રત્યે ખેંચવા લાગ્યું. ને સુલોચના ગભરાઈ ગઈ, દોડીને રમણની પાસે ગઈ; પણ રમણ ગાઢ નિદ્રામાં હતો, એ જાગ્યો નહિ. "સારું થયું. નકામા જગાડીને એમને દુ:ખી કરત–હુંય ગાંડી છું ને!" બબડતી બબડતી સુલોચના

આવીને પલંગમાં આંખ પર ઓશીકું દાબીને સૂઈ ગઈ. મનમાં 'રમણ, રમણ'ના જાપ જપવા લાગી. કોઈ રીતે મહેન્દ્ર આઘો ખસે ને પોતે પોતાના પ્રિયતમ પતિના સ્મરણમાં રત બને એવા પ્રયત્નો એ કરવા લાગી. રાત્રે પોતે ક્યારે સૂઈ ગઈ એની એને ખબર પણ ન પડી.

દિવસો પસાર થવા લાગ્યા. મહેન્દ્રને સુલોચનાનું સ્મિત, એની ઘણી ઘણી અનિચ્છા હોવા છતાં, હમેશ સાંજે સુલોચનાના બારણા તરફ ખેંચવા લાગ્યું, અને રોજ સાંજે સૌએ ભેગાં મળી ગાવું–બજાવવું એવો કાર્યક્રમ થઈ ગયો.

મહેન્દ્ર એકલો હતો–અપરિચિત હતો. તાજો જ શાંતિનિકેતનથી એ પાછો ફરેલો હતો. સંગીત એનો પ્રાણ હતું–એ સંગીતનો આશક હતો. પણ સુલોચનાનું સ્મિત એને સંગીતથી હજાર દરજ્જે ચડિયાતું લાગ્યું. સંગીતરાણી તરફથી જરા દૃષ્ટિ ફેરવીને એણે આ સ્મિત–સામ્રાજ્ઞી તરફ દૃષ્ટિ માંડી અને એમાં એ દિન–પર–દિન તણાવા લાગ્યો.

આ બાજુ સુલોચના પણ દિવસે દિવસે વિહ્વળ બનવા લાગી. હમેશ સવાર પડે ને સાંજની ચાતકની જેમ એ રાહ જોયા કરે. દિલમાંથી એ સ્મરણને હાંકી કાઢવા જેમ જેમ એ પ્રયત્ન કરવા લાગી તેમ તેમ એ એની નજીક સરકતી ગઈ. એને લાગતું હતું કે પોતે ભૂલ કરે છે–પોતાના રમણને બિનવફાદાર બને છે, પણ એ લાચાર હતી. એના દિલ પાસે એની બુદ્ધિ દાસ બની ગઈ હતી. એનું દિલ અત્યારે એક પણ દલીલ, એક પણ ડહાપણ, વિચારવા માગતું નહોતું. રમણ હોય એટલો સમય પ્રયત્નપૂર્વક એની સાથે હસે, ખાય–પીએ; જેવો એ ઓફિસે જાય કે તુરત બારણાં બંધ કરી પલંગ પર પડી પોશ પોશ આંસુએ રડે ને સાંજે જ્યારે મહેન્દ્ર આવે ત્યારે સૂર્ય આવતાં જેમ કમળ ખીલી ઊઠે એમ એનું હાસ્ય ખીલી ઊઠે, હૃદય ઊઘડી જાય અને પુરમસ્તીમાં એનો પ્રાણ નાચવા લાગે.

મહેન્દ્ર આ બધું જોતો હતો, સમજતો હતો, પરંતુ એ પણ

લાચાર હતો. એક બાજુ મિત્રદ્રોહ અને બીજી બાજુ દિલારામ. એની બુદ્ધિ કહેતી કે દ્રોહથી થઈ થઈને શું થશે ? નરકમાં પડીશ, પાપ લાગશે, પાપી ઠરીશ, બદમાસ ઠરીશ, લુચ્ચો-લંપટ ગણાઈશ, પણ આ પ્રિયાના એક સ્મિત પાસે એ બધું શી વિસાતમાં ? જ્યાં પ્રેમનો પોકાર છે ત્યાં પાપનો અને પાપની શિક્ષાનો ડર શો ? એક ક્ષણના આ સુખ પાસે એ આખું જીવન સમર્પી દેવા તૈયાર છે—આખી જિંદગી અંધકારમાં આથડવા તૈયાર છે. એને કશું નથી જોઈતું. નથી કીર્તિની પડી કે નથી પૈસાની—આ એક મસ્ત કલ્પના આગળ સ્વર્ગ પણ વિસાતમાં નથી તો સમાજ કે સમાજના માનવોનો વિચાર શા માટે ?

એક દિવસ એણે સુલોચનાને કહ્યું: "કાલે હું નહિ આવું. તમે આવી શકશો ?"

સુલોચનાને આ આમંત્રણમાં પ્રેમનું પ્રતિબિંબ જણાયું અને સુખ અને દુઃખની દ્વિધાવૃત્તિમાં એણે માથું હલાવી હા પાડી. મહેન્દ્રના આનંદની અવધિ ન રહી.

બીજે દિવસે રાતના આઠ થયા છતાં મહેન્દ્ર ન આવ્યો એટલે સહેજે રમણે સુલોચનાને પૂછ્યું: "મહેન્દ્ર કેમ આજ ન આવ્યો ?" સુલોચનાથી બેભાનપણે 'નથી ખબર' એમ બોલાઈ ગયું. બોલાયા પછી એને ઘણું દુઃખ થયું. રડી રડીને રમણની માફી માગી લેવાનું મન એને થયું, પણ કોઈક અજાણ્યા બળે એને એમ કરતાં રોકી લીધી.

રાત્રે થોડું ગાઈ-બજાવી વહેલાં વહેલાં બંને સૂઈ ગયાં. સુલોચનાના ચિત્તમાંથી મહેન્દ્ર ખસતો નહોતો. મહાપ્રયત્ને આંખ મીચીને એ પડી રહી. પરંતુ બારના ટકોરા થયા ને સુલોચના ઝબકીને બેઠી થઈ ગઈ. "સુલુ !" એમ જાણે કોઈ કે બૂમ મારી. આંખો ચોળીને ચારે બાજુ જોયું, ક્યાંય કોઈ દેખાયું નહિ. એનાથી નિસાસો નખાઈ ગયો. ધીરે પગલે, અવાજ કર્યા વિના, એ ઊઠી. રમણના પલંગ પાસે ગઈ તો રમણ

તો ભરઊંઘમાં હતો. ત્યાંથી પાછી ફરી અને બારીએ ઊભી રહી. હૃદયમાં જાણે ઉલ્કાપાત જાગી ગયો. બહાર ચંદ્રમા એનો શીતળ પ્રકાશ ઢોળી સુલોચનાને શાંત પાડવા મથતો હતો પરંતુ એના દિલમાં જ્વાલા પ્રગટી ચૂકી હતી. તદ્દન યંત્રવત્ બનીને એણે કપડાં બદલ્યાં, પર્સ હાથમાં લીધી, વળી એને બૂમ સંભળાઈ: "સુલુ!" અને એ રમણના પલંગ પાસે દોડી ગઈ. રમણને એ ને એ જ સ્થિતિમાં સૂતેલો જોઈ બાજુની આરામ-ખુરસીમાં ધબ દઈને એ પડી. આંખો મીચી ત્યાં રમણ જાણે કે જાગ્યો અને બોલવા લાગ્યો:

"સુલુ! ઓ સુલુ! તું ક્યાં જાય છે? મને છોડી જાય છે? હજુ તો થોડા દિવસ પહેલાં તું જ મારા પર આરોપ મૂકતી હતી કે હું તને છોડી દઈશ અને મારા વિના તું એક ક્ષણ પણ જીવી શકે એમ નથી! હું જઈશ તો તારું શું થશે? પછી તારું કોણ?"

સુલુની આંખ ઊઘડી ગઈ. જુએ તો રમણે પડખું ફરીને ઊંડો શ્વાસ લીધો. સુલોચનાનો આત્મા પોકારી ઊઠ્યો: "હું નહિ જાઉં. ઓ રમણ, તું મને કોઈ રીતે અટકાવ. હું જાણું છું, કાલે સવારે જો હું નહિ હોઉં તો તું પણ આ દુનિયામાં નહિ હો. હું જાણું છું કે તારું મારા સિવાય કોઈ નથી–પણ રમણ, હું શું કરું? હું નથી સમજતી કે મને કોણ ખેંચે છે? હું શા માટે ખેંચાઉં છું? મને શું દુઃખ છે? મને કશી જ ગમ નથી પડતી. જાણે મને કોઈક પોકાર પાડી રહ્યું છે– કોઈ જાણે કહે છે:

"'ચાલી આવ, આગના ભડકાઓ ઓળંગવા પડે તો ઓળંગીને પણ ચાલી આવ.'

"અને હું ખેંચાઉં છું, વીજળીના તાર ખેંચતા હોય એવા જોરથી ખેંચાઉં છું. પણ હું તારી છું–તારી જ છું. હું નહિ જાઉં, કદી નહિ જાઉં, ક્યાંય નહિ જાઉં."

બબડતી, લથડિયાં ખાતી પાછી એ પોતાના પલંગમાં માથું છુપાવીને પડી. અર્ધો કલાક સુધી પડી રહી અને અચાનક કોઈક જાદુગરના જાદુથી ખેંચાતી હોય એમ કાંઈ જોયા વિના, કાંઈ વિચાર્યા વિના, બારણા તરફ એ દોડી. રમણ તરફ એક નજર પણ ન નાખી. ધીરેથી બારણું ખોલી બહાર નીકળી ગઈ. મકાનની છાયામાં છુપાતી છુપાતી મહેન્દ્રના મકાન તરફ એ ઊપડી. દરિયાકાંઠે મહેન્દ્રનો બંગલો મોજાં સાથે એકલો ઊભો ઊભો વાતો કરી રહ્યો હતો. જેવો મહેન્દ્ર જીવનમાં એકલો હતો એવો જ એનો બંગલો દુનિયામાં એકલો જણાયો. સુલોચનાનું હૃદય ભરાઈ આવ્યું. એકલાને હૂંફ આપવા દિલ તલપી ઊઠયું ને એ પૂરજોશમાં દોડવા લાગી. એટલામાં જાણે કોઈએ પૂછ્યું:

"સુલુ ? તું કયાં જાય છે ? તને શું થાય છે ?"

"મારે કશું દુઃખ નથી, પણ મારે સુખ જોઈએ છે–મારે મહેન્દ્રને મારો બનાવવો છે. એ મને પોકારી રહ્યો છે, એ મારે માટે તડપી રહ્યો છે, એ મને પ્રેમ કરે છે." સુલુએ જાણે જવાબ આપ્યો.

ફરી પ્રશ્ન ઊઠયો: "પણ રમણ કયાં તને નથી પોકારતો ? રમણ કયાં તારા વિના નથી તડપતો ? રમણ ક્યારે તને પ્રેમ નથી કરતો ?"

"એ બધું સાચું. હું પણ રમણને પ્રેમ કરું છું. પણ આ પ્રેમ કાંઈક જુદો છે. હું નથી જાણતી કે શું છે ! અહીંની જિજ્ઞાસા મને બાળી રહી છે. મારે એ અગ્નિ બૂઝવવો છે. મારે મહેન્દ્રના દિલને શાતા આપવી છે. મારે જવું છે. હું જઈશ." કહેતીક એ બારણા નજીક આવી. ફરી એનું અંતર બોલી ઊઠયું: "સુલુ ! વિચાર કર. તું કયાં જાય છે ? શું કરે છે ? તારી માનવતા આ બધું કેમ સહન કરી શકે છે ? તું કોનો વિશ્વાસઘાત કરે છે એની તને ખબર છે ?"

સુલુના પગ ઢીલા થવા લાગ્યા. એણે પાછળ જોયું. આખું નગર ભીષણ શાંતિમાં સૂતું હતું. કોઈ નહોતું છતાં રમણના ઓળા જયાં ત્યાં એને દેખાવા લાગ્યા. એ નીચે બેસી ગઈ.

દરિયો જાણે વધુ જોરથી ઘૂઘવવા લાગ્યો. પવન જાણે પ્રલયરૂપ ધારીને ફૂંકાવા લાગ્યો. સુલુ ફાટી આંખે જોઈ રહી. એક પળ—અને એ ઊભી થઈ. બારણા ઉપર ટકોરો મારવા જતાં જ જોયું તો બારણું ઉઘાડું હતું. એ ચમકી. એણે માન્યું કે મહેન્દ્રે જ આમ કર્યું હશે. એણે જ કર્યું હતું—પરંતુ સુલુ માનતી હતી તે રીતે નહિ.

નાનકડા બંગલાને ત્રણ જ ઓરડા હતા. સુલુ મુખ્ય ઓરડામાં ગઈ તો એ સૂનો હતો. બાજુના ઓરડામાં ને ત્રીજા ઓરડામાં પણ કોઈ જ નહોતું. અંધકાર અને સાગરનો ઘુઘવાટ અંદર ગાજતા હતા.

એના પગ થરથરવા લાગ્યા. ક્યાંય બીજે તો નથી આવી પડી? આ સ્વપ્ન તો નથી? એણે બત્તીની ચાંપ દાબી ને અજવાળું થયું. ખીંટી ઉપર કોટ ટિંગાયેલો હતો. એક ખૂણામાં સુંદર મજાનું ટેબલ અને બીજા ખૂણામાં રેડિયો પડ્યાં હતાં. સંગીતનાં સાજ રેડિયોની બાજુમાં ગોઠવ્યાં હતાં. એ તુરત ટેબલ પાસે ગઈ. ત્યાં મહેન્દ્ર હતો—પરંતુ જુદા જ રૂપમાં.

ટેબલ ઉપર મહેન્દ્રનો કકડા કરેલો ફોટો ને ભાંગેલો કાચ પડ્યા હતા. એની નીચે એક ચિઠ્ઠી પડી હતી:

"ભગવાનનો પાડ માનજો. ગઈકાલે આમંત્રણ આપીને પાછો વળ્યો ત્યારથી દિલમાં આગ સળગતી હતી. તમને મેળવવા સર્વ કાંઈ હોમવાની તૈયારી હતી. પરંતુ આગની જ્વાળાઓ જેમ જેમ વિકરાળ થતી ગઈ તેમ તેમ અંતરતલમાંથી પોકાર ઊઠવા લાગ્યો—અંતરની ધરતી પોતે જ જાણે બળતી હતી. એણે મને કહ્યું:

"'આ આગમાં રમણ તો બળીને ખાખ થશે જ, પરંતુ તારી સુલુ અને તું પણ અંતે રાખ બની જશો. આગ સાથે ખેલ ખેલવો રહેવા દો.'" અને રમણનું સ્મરણ જાગ્યું. એ વિશ્વાસભરી આંખમાં રોષની આગ નહિ, પરંતુ વેદનાનાં આંસુ હતાં.

સુલુ આગળ ન વાંચી શકી. એ બેસી ગઈ. થોડીક ક્ષણો પછી ભાનમાં આવી એણે કાગળ પૂરો કર્યો.

એ કાગળ લઈને પાછી ફરી. અંગમાં ચેતન નહોતું. આગ બુઝાઈ હતી. ધરતી ઉપર પગ મૂકતાં અંતર કંપતું હતું. અંધકારમાં જ સમાઈ જવાની ભાવના જોર કરતી હતી. એક પળ એ થોભી. ઘૂઘવતા સાગરમાં કાળાં ભમ્મર પાણી ઊછળી રહ્યાં હતાં તે જોયાં. એ તરફ એ પગલું માંડે ત્યાં જ જાણે એક બાજુ મહેન્દ્ર અને બીજી બાજુ રમણ દેખાવા લાગ્યા. સાડીને સંકોરતી કોઈ પતિતાની શરમથી લજ્જિત બનતી એ ઘર તરફ ચાલવા લાગી.

એ ઘેર પહોંચી ત્યારે રમણ ઊંઘતો હતો. સુલોચના બત્તીની ચાંપ દબાવીને રમણના પગ પાસે પડી. એ જાગી ઊઠ્યો. સુલોચના પોકે પોકે રડવા લાગી. રમણ કંઈ સમજ્યો નહિ. આશ્ચર્ય પામતો એ બોલ્યોઃ "શું થયું સુલુ? મારી સુલુ! ડરી ગઈ? સ્વપ્ન આવ્યું?"

સુલુએ કબજામાં રાખેલો કાગળ કાઢી એના હાથમાં મૂક્યો અને પગને ચૂમતી નીચે પડી રહી. રમણ ફાટી આંખે કાગળ વાંચવા લાગ્યો. એક પળ એના મોં ઉપર કાળી વાદળી છવાઈ ગઈ, તુરત જ એણે મોં લૂછી નાખ્યું—જાણે અંતર પણ લૂછી નાખ્યું અને સુલુને ઉપર ઉઠાવી કંઈ બોલ્યા વિના બાથમાં સમાવી દીધી.

સુલુનાં ડૂસકાં સવાર સુધી શમ્યાં નહિ.*

---

* ક્યારેક જોયેલા કોઈ અંગ્રેજી ચલ-ચિત્રની આ વાર્તા ઉપર અસર છે. કયું ચિત્ર તે યાદ નથી. ઋણ સ્વીકારું છું. લે.

# અપ્સરા આવી અને ઊડી ગઈ

**મહા** ઝંઝાવાત મંડાયો છે. પવનનાં ઝાપટાં કોઈ ચીજને રહેવા દેવા માગતાં નથી. માણસ આવે તો માણસને પણ ઉરાડી દેવા એ માગે છે. હું મારા ભવ્ય પ્રાસાદમાં બેઠો છું—એકલો જ બેઠો છું. સામે દરિયો ઘૂઘવે છે. મોટા રાક્ષસ ભયંકર જ્વાળાએ ફેલાવતો પહોળો થઈને પડ્યો હોય એવું એનું રૂપ લાગે છે. અત્યારનું એનું તોફાન દિલને ડરાવી મૂકે છે. થાય છે કે ધીરે ધીરે મારો ને સૌનો કોળિયો તો નહિ કરી જાય ને? એનાં આવાં ઊંચાં મોજાં હમણાં આવીને આ શહેરને તો નહિ ભેટી પડે ને? બારી-બારણાં ખુલ્લાં રહેવાની ના પાડે છે. દૃષ્ટિ દિશાઓમાં

નજર માંડવાની ના પાડે છે. મારી ઓરડીની નાનકડી બારી ખોલીને પવનનાં ઝપાટાં સામે જાણે જીવન–મરણના ખેલ ખેલતો ન હોઉં એવી ખુમારીથી હું ઊભો છું. જગતમાં હું અને સામે ઘૂ ઘૂ ગર્જતો સમુદ્ર–એ સિવાય જાણે કોઈ નથી. મને કોઈની જરૂર પણ નથી. પણ સામેથી દરિયાનાં મોજાં શું કહે છે? એનો ઘોર પછડાટ શું સંભળાવી રહ્યો છે? "ફટ માનવી! તારા જેવા એક મામૂલી માનવી સામે ઊભતાં હારી ગયો? જીવનની પહેલી વીશીમાં જ જીવનથી કંટાળીને મોં ફેરવી બેઠો? અમે તો સૈકાઓથી અહીં પછડાઈએ છીએ, સૈકાઓથી જગતની ખાતર–બરદાસ કરીએ છીએ. કોઈને અમારી રહેમ નથી, કોઈને અમારી કદર નથી, છતાંય અમે તો ઉમંગથી જીવીએ છીએ. અમારો એ ઉમંગ તારા જેવાને દેખાડીએ છીએ. પ્રલયકાળ જેવો પવન અમને લાતો મારી મારીને ઊંડે બેસાડી દે છે, અમારી છાતી ભાંગી નાખે છે, પણ અમે હારતાં નથી. ફરી એટલા જ જોરથી ઊભાં થઈએ છીએ–અમારાથી બળિયા એ પવનની સામે પણ ટકી રહીએ છીએ...ત્યારે તું–તું–તારાથી નાજુક, તારાથી નાની, તારાથી નબળી એવી એક સ્ત્રીથી હારી બેઠો? જિંદગીની પોથી બંધ કરીને બેઠો? ધિક: ધિક: તારી નિર્બળતાને, ધિક: તારા પોચા પીંજેલા રૂ જેવા હૃદયને અને ધિક: તારી ભણીને તીક્ષ્ણ થયેલી બુદ્ધિને!"

*

ખરી વાત છે. હું ન ટકી શક્યો. મારી તાકાત પરવારી બેઠી–એ કુસુમ સમોવડી નાજુક, નબળી, પાતળી વસુ પાસે. વસુ મારું સર્વસ્વ જીતી ગઈ. એ મને હરાવી ગઈ–મને ખતમ કરી ગઈ.

અમે સાથે મોટાં નહોતાં થયાં, સાથે રમ્યાં નહોતાં, પણ સાથે ભમ્યાં હતાં ખરાં. અમારી ઓળખાણ બહુ જ થોડા સમયની, પણ તે નીવડી બહુ લાંબા સમય માટેની.

*

ઉનાળાની લાંબી રજાઓ હતી. મિત્રો કાશ્મીરની સફરે ઊપડતા હતા. હું પણ મુંબઈના ઉદ્યમી જીવનથી કંટાળ્યો હતો, જરા આરામ ઇચ્છતો હતો, એટલે એ લોકો સાથે ઊપડી ગયો. ગયો સહજ રીતે, પણ એનું પરિણામ અકલ્પનીય આવી પડ્યું.

અમે નદીમાં રખડવા માટે શિકારા ભાડે કરેલી. પંદર દિવસનું નક્કી કર્યું હતું, એટલે રાત–દિવસ એમાં જ પડ્યા રહેતા. કામ હોય ત્યારે શહેરમાં જઈ આવતા, નહિ તો શિકારાએ અમારો ઉતારો. અમારી બાજુમાં જ એક બીજી શિકારા પડી રહેતી. તેમાં કોણ રહે છે તેની અમને ખબર નહોતી. પણ એક દિવસ ચાંદની રાતે મંજુલ સ્વર સંભળાયો.

"તન–મનપે મનહરને રંગ દિયો ડાર"

હલક ગુજરાતી લાગી. અમે ધ્યાન દઈને સાંભળવા લાગ્યા. ગીત સાથે મસ્તી અનુભવવા લાગ્યા. કોણ ગાય છે તે જાણવાની તાલાવેલી લાગી. મસ્તીના રંગમાં શિકારા વધુ નજીક લેવડાવી ને ડોકાં તાણી તાણીને અંદરથી કાંઈક માહિતી મેળવવા પ્રયત્ન કરવા લાગ્યા પણ ફાવ્યા નહિ. છેવટે તદ્દન નજીકમાં જ શિકારાને પડી રહેવા દઈ અમે પોઢી ગયા.

વહેલું પરોઢ હતું. સૂર્યને આવવાને હજુ ઘણી વાર હતી. ઉષા-રાણી ઊંઘમાંથી ઊઠીને અર્ધઊંઘમાં અને અર્ધજાગૃત–સ્થિતિમાં ધીમે ધીમે ડગ ભરતી ચાલી આવતી હતી—અગર તો ચાલવાનો પ્રયત્ન કરતી હતી. આકાશમાં તો એની આભા જ માત્ર છવાઈ હતી, પણ એ આભાએ મારી નિદ્રાને હરી લીધી. દૂર દૂરથી વાદળ જેવા દેખાતા બરફના પહાડો, કિનારા પરનાં લીલાંછમ ઝાડવાં અને મને ઘેરીને પડેલ નીલરંગી સ્વચ્છ જેલમનાં નીર—એ બધાંથી મારું અંતર તર થઈ ગયું. સ્વર્ગમાં જ સૂતો હોઉં એવી લાગણી થઈ આવી...ત્યાં કાન પર કાંઈક અથડાવાનો અવાજ સંભળાયો ને નજર સામેની શિકારા ઉપર પડી. આ શું? સ્વર્ગની સુંદરી? શું હું સ્વર્ગમાં જ છું કે સ્વપ્નમાં છું? સૂતાં સૂતાં જ હું વધુ ખાતરી

કરવા લાગ્યો. એક સુકુમાર ફૂલવેલી જેવી કન્યા શિકારા ઉપર આંટા મારી રહી હતી. તુરતની ઊંઘમાંથી ઊઠેલી હતી એટલે વાળ અવ્યવસ્થિત હતા, પણ એ અવ્યવસ્થામાંથી અદ્ભુત સૌંદર્ય નીતરતું હતું. વસ્ત્રો તદ્દન સાદાં હતાં, પણ એ સાદાઈમાં અમુક પ્રકારની મોહકતા જણાતી હતી. મારી આંખ એ સૌંદર્યને પીવા મથતી હતી, પણ દિશાઓના આછા અંધાર એમાં બાધા નાખતા હતા. આખરે મેં શય્યા ત્યાગી. જરા આઘો–પાછો થયો. વ્યક્તિને ઓળખવા જરા વધુ પ્રયત્ન કરું ત્યાં તો ઉષારાણી મારી મદદે દોડતી દોડતી આવી પહોંચી. ઉષાના ગુલાબી રંગમાં મારી કલ્પેલી અપ્સરા ખરેખરી અપ્સરા જ નીકળી. એની સુંદરતાનું વર્ણન કરવું, એની મોહકતાને વાણીમાં ઉતારવી, એ મારે માટે અશક્ય હતું. એ સુંદર હતી, ખૂબ સુંદર હતી–પ્રથમ દૃષ્ટિએ જ દૃષ્ટિને પકડી લે તેવી હતી, એટલું કહેવું જ બસ છે.

*

પછી તો અમારી ઓળખાણ વધી. એ એક ગુજરાતી કુટુંબ હતું. વર્ષોથી એ પૂનામાં રહેતું હતું. મારી અપ્સરાનું નામ વસુ હતું. વસુના પિતા પૂનાની કૉલેજમાં પ્રોફેસર હતા, અને રજા ગાળવા કુટુંબ સાથે અહીં આવ્યા હતા. વસુને રૂપની સાથે કંઠની પણ બક્ષિસ હતી અને એ સંગીત–શોખીન દક્ષિણ દેશમાં વધુ ખીલી હતી. અમે શિકારા છોડીને બરફના પહાડોમાં ભમવા લાગ્યાં. પહાડો પર રમતો રમવા લાગ્યાં. ઘોડેસવારી કરવા લાગ્યાં. અમારો દિવસનો કાર્યક્રમ ભરચક થઈ ગયો. ક્યારેક હોડીની શરતો પણ લગાવી દેતાં–જો કે આ બધાંમાં મારા મિત્રો હમેશાં સાથે જ રહેતા, પણ વસુને જાણે સૌથી વધુ મારી સાથે જ ઓળખાણ હોય તેમ તે વર્તતી, અને કોણ જાણે કેમ, મારાથી પણ જાણ્યે–અજાણ્યે એમ જ વર્તી જવાતું. આખરે અમારી મોજ પૂરી થઈ. ઘેર પાછા વળવાનો દિવસ આવી લાગ્યો. બીજે દિવસે અમે ઊપડવાના હતા તે રાત્રે વસુ અચાનક અમારા શિકારા પર આવી ચડી. થોડી આમતેમ વાતો કરી એ મને બહાર લઈ ગઈ.

શિકારાને એક ખૂણે જઈને અમે બેઠાં. ચારે બાજુ અંધાર પુષ્કળ હતું. એ શા માટે આવી છે એની કલ્પના થોડી થોડી હું કર શક્યો હતો, કારણ કે મારું મન પણ કાંઈક ઉદ્વેગભર્યું બની ગયું હતું પાંચેક મિનિટ શાંતિમાં ગાળ્યા પછી "તમે મને ભૂલી તો નહિ જાઓને રમેશ?" કહેતાં કહેતાં એણે મારા બંને હાથ પકડી લીધા. એ પકડ કદી પણ ન છૂટી શકાય એટલું જોશ હતું.

"ગાંડી છે—ગાંડી!" અમારા પરિચય પછી પહેલવહેલું જ મેં એકવચન વાપર્યું, અને એને એ ગમ્યું. અર્ધોક કલાક વાતોમાં ગાળ્યો ને છેવટ ફરી ચોક્કસ મળવાનું વચન દઈને અમે છૂટાં પડ્યાં.

પાછા ફરતી વખતની મુસાફરી જરા કંટાળાભરી નીવડી. દિલ ચેન નહોતું, પણ પાછું ફર્યા વિના છૂટકો જ નહોતો. છેવટ, 'હજુ ક્ય નથી મળવાનાં?' એમ પટાવીને મનને શાંત પાડ્યું.

*

મુંબઈ અને પૂના વચ્ચે ટ્રેનોની સગવડ સારી છે. ટપાલ—ખા પણ અમારા પર મહેરબાની રાખતું એટલે અમારો સંસર્ગ કાયમ રહ ને એક દિવસ લગ્નમાં પરિણમી પણ ગયો.

*

મને તે દિવસે સ્વર્ગ સાંપડી ગયાની ખાતરી થઈ અને બે—પાં મહિના એ સ્વર્ગ મેં ભોગવ્યું પણ ખરું. એ મને પ્રેમ નહોતી કરત એવું નહોતું—મારા પર એને અનહદ પ્રેમ હતો, હું એ અનુભવી પા શકતો હતો, પણ પછી મારે નસીબે જે અનુભવવાનું આવ્યું તે કપ નીવડ્યું. એવા દિવસોની શરૂઆત પણ એક શુભ દિવસે જ થઈ.

મારો જન્મદિવસ હતો. મિત્રોને જમવા તેડ્યાં હતાં. બે—ત્ર સ્ત્રી—મિત્રો પણ હતાં. એમાં સરોજ અને સુનંદા સાથે કોલેજથી પરિચ

ચાલ્યો આવતો હતો. તેઓ અવારનવાર અમારે ત્યાં આવતાં અને અમે એમને ત્યાં જતાં. સુનંદાના અંતરમાં મારા પ્રત્યે જરા કૂણી લાગણી હતી અને એ સ્થિતિની વસુને માહિતી પણ હતી. તે દિવસે વસુ જમણની ધમાલમાં હતી. બીજા મિત્રો હજુ આવ્યા નહોતા. સુનંદા વહેલી આવી હતી. અમે બંને બેઠાં હતાં. વાતો કરતાં કરતાં ઉપર મારા કમરામાં ગયાં ત્યાં અમારી કૉલેજના ફોટાઓ જોતાં જૂની વાતો નીકળી પડી. અમારી લાગણીઓ જરા ભીની થઈ ગઈ અને સુનંદાને શી ખબર શું સૂઝયું, તે આટલે વખતે, અને તેય વસુ સાથેના મારા પ્રેમલગ્ન પછી, એણે એના પ્રેમનો એકરાર કર્યો.

"રમેશ! હજુ હું તમને મારા દિલમાંથી ફેંકી દઈ શકી નથી. હું જાણું છું કે તમે વસુના છો—વસુના જ રહેવાના છો, પણ હું હજુ મારા મનને સમજાવી શકી નથી."

બોલતાં બોલતાં એ રડી પડી. હું મૂંઝાવા લાગ્યો. હમણાં બધા મિત્રો આવી પહોંચશે ને તેઓ આ જોઈ જશે તો શું ધારશે? એ બીકથી મારું અંતર કાંપવા લાગ્યું. જેમ જેમ એને સમજાવવાનો હું પ્રયત્ન કરું તેમ તેમ તે વધુ રડવા લાગી. છેવટ હાથ પકડી મેં એને ઊભી કરી અને ખેંચીને બારીએ લઈ ગયો. નજર સામે પથરાયેલ દરિયો બતાવી મેં એને કહ્યું:

"કેવો અફાટ લાગે છે! કેવો બળવાન છે! છતાં એની મર્યાદા ચૂકે છે? ધારે તો આ આખી પૃથ્વીને ડુબાવી દઈ શકે, પણ એ એની મર્યાદા લોપતો નથી. ત્યારે આપણે તો પામર પ્રાણી—હજારો મર્યાદાથી વીંટળાયેલાં: આપણે મર્યાદા ચૂકીએ તો જગત ચાલે કેમ? તારે તારી અને મારી સ્થિતિનો વિચાર કરી લેવો જોઈએ અને મનને મનાવી લેવું જોઈએ."

સુનંદા જરા શાંત થઈ. મેં એના વાંસા પર હાથ મૂક્યો. એના

પાલવથી એનાં આંસુ લૂછી નાખ્યા...ત્યાં જ બારણાનો ધડાકો થયો. બારણું ખુલ્લું જ હતું, પણ અવાજથી અમે ચમકી ગયાં. બારણામાં વસુ ઊભી હતી. એણે જ અમારું ધ્યાન ખેંચવા અવાજ કર્યો હતો.

"નીચે બધા 'ક્યારના' રાહ જુએ છે." કહીને, હું અમારી અત્યારની સ્થિતિનો કંઈ પણ ખુલાસો કરું તે પહેલાં, તે ચાલી ગઈ. અમે પણ કાંઈ જ વાતચીત કર્યા વિના નીચે ચાલ્યાં ગયાં. વસુએ શું ધાર્યું હશે એ વિચારે મને જરા ચિંતિત કરી દીધો, પણ મિત્રો સાથેની ગમ્મતમાં એ વાત ભુલાઈ ગઈ. ખાઈ-પીને સાંજના સૌ ચાલ્યાં ગયાં ને વસુ એની ઓરડી બંધ કરીને તેમાં જઈ બેઠી. બારણું ખોલાવવા મેં ઘણો પ્રયત્ન કર્યો પણ એમાં હું સફળ ન થયો. છેવટે થાકીને કલહ ભૂલવા હું ફરવા ચાલ્યો ગયો. મારો જન્મદિવસ આવા સંતાપ સાથે ઊજવાઈ ગયો અને અમારાં બંનેનાં અંતરમાં ક્લેશનાં બીજ રોપાઈ ગયાં.

તે દિવસ પછી સુનંદા સાથેના પ્રસંગની વાત કાઢવા મેં બે-ચાર વખત પ્રયત્ન કર્યો પણ વસુએ વાતને આગળ વધવા ન દીધી ને હમેશ મારાથી જુદી જુદી રહેવા લાગી. મારે માટે આ સ્થિતિ અસહ્ય થઇ પડી. મારું દિલ ઝઘડી લેવા ને કાંઈક પણ ફેંસલો લાવવા તત્પર થઈ ગયું. એક દિવસ સાંજે આવીને જમવાની મેં ના કહેવડાવી દીધી. બીજી વખત એણે માણસ મોકલ્યું. "રસોઈ ઠરી જાય છે" એમ કહેવડાવ્યું, પણ મારો નિશ્ચય કાયમ રાખ્યો. કલાક પછી એ ઉપર આવી. એના હોઠ બિડાયેલા હતા. ક્રોધથી કંપતા હતા. આંખમાંથી ઘૃણા કૂદી કૂદીને બહાર આવવા મથતી હતી. આવતાંની સાથે જ એ બોલી પડી: "શું કામ મારું લોહી પીઓ છો ? નહિ જમીને કેટલા દિવસ ચલાવશો ?"

"ચાલશે એટલો વખત." મેં શાંતિથી જવાબ દીધો.

"પણ આ બધાં ધતિંગનું કાંઈ કારણ ખરું ?" એના અવાજમાં એટલી જ ઘૃણા હતી.

"તારું દિલ જ્યાં સુધી મને નહિ સમજે ત્યાં સુધી મારે મારાં ધતિંગ ચાલુ જ રાખવાં પડશે."

"હું તમને પૂરેપૂરા ઓળખું છું. આ દેખાતી પ્રેમાળ મૂર્તિ પાછળ નર્યું પાખંડ પડ્યું હશે તેની મને કલ્પના પણ નહોતી. તમારાં પ્રિય સુનંદા બહેનને હું ઓળખું છું અને તમને પણ ઓળખું છું. વધારે ઓળખાણની મને જરૂર નથી." કહીને ગુસ્સામાં જ એ ચાલી ગઈ.

હું મૂઢ બનીને બેસી રહ્યો. આખી રાત ઊંઘ ન આવી. સવારની રાહ જોતાં પડખાં ઘસ્યા કર્યાં ને વહેલી પરોઢે દરિયાકિનારે ફરવા ઊપડી ગયો. 'આનો કાંઈક રસ્તો કાઢવો જોઈએ. આ રીતે જિંદગી ન ચાલી શકે.' ખૂબ ફર્યો, ખૂબ વિચાર કર્યો, પણ કાંઈ સૂઝ્યું નહિ. ઘેર આવી નાહી-ધોઈ યંત્રવત્ જમી લઈને ઑફિસે ચાલ્યો ગયો. રાત્રે ન જમવાની પ્રતિજ્ઞા લીધી હતી તે ફોક કરી દીધી. 'થવાનું હશે તે થશે' એમ કરી મન મનાવી લીધું.

હવે ઘરમાં મને રસ રહ્યો નહોતો. ઘરમાં સમય પણ જતો નહોતો એટલે મેં બહાર રખડવાનું શરૂ કર્યું. આ મિત્ર અને તે મિત્રનાં ઘર ગણવા માંડ્યો. સિનેમાનો શોખ વધાર્યો. દિવસના બે વખત ચાને બદલે જેટલી વાર શક્ય હોય તેટલી વાર લેવા માંડી, સિગારેટ મારી હમેશની–હર પળની–સાથી બની. મને હું 'દેવદાસ' લાગવા માંડ્યો. મારામાં અને 'દેવદાસ'માં એટલો ફેર કે એ દુઃખથી પાગલ બન્યો હતો, જ્યારે હું ક્રોધથી પાગલ બન્યો હતો. એ એનું દુઃખ ભૂલવા શરાબી બન્યો હતો, જ્યારે હું વસુને વધુ બાળવા–વસુ પર મારી દાઝ ઉતારવા–નશાબાજ બન્યો હતો. હું ખરાબ છું? હું વસુને પ્રેમ નથી કરતો? હું સુનંદાને ચાહું છું? હું ના પાડું છું. હું કહું છું કે વસુ મારી પ્રાણપ્રિય પત્ની છે. હું વસુને, માત્ર વસુને જ, ચાહું છું. સુનંદા મારી કોઈ નથી. હા, એના પ્રત્યે મને હમદર્દી છે–પણ એ શું મારો

અપરાધ છે? એવો અક્ષમ્ય અપરાધ છે કે જેથી હું વસુની દૃષ્ટિએ એક નીચ આદમી બની ગયો છું!

વળી એક દિવસ મને શૂર ચઢ્યું. વસુ હવે ડગલે ને પગલે મારું અપમાન કરવા લાગી. મારી સિગારેટને અને મારી ચાને એ ઝેરથી જોવા લાગી. પત્ની તરીકેની એની બધી ફરજો ભૂલી એ એના તાનમાં જ મસ્ત રહેવા લાગી. મારા મિત્રો આવે તો હું એને બોલાવી ન શકું, એ લોકોનું સ્વાગત કરવાનું હું એને ન કહી શકું. મારી તબિયત ખરાબ હોય તો મારે માટે ખાસ વ્યવસ્થા કરવા એને ન ફરમાવી શકું. મારું માથું કળીને તૂટી પડતું હોય છતાં બામની શીશી એની પાસેથી ન માગી શકું. આ સ્થિતિ મારે નહોતી જોઈતી. એ કરતાં અપરીણિત રહ્યો હોત–અરે, પરણ્યો હોત તોપણ કોઈ અભણ, ભોળી–ભલી નારીને પરણ્યો હોત–તો સારું હતું! તો હું ઘરનો માલિક બનીને તો રહી શકત. તો ડગલે ડગલે થતાં આ અપમાન તો કોઈ ન કરી શકત–એમ મને લાગવા માંડ્યું. છેવટ તે દિવસે અર્ધો ઑફિસેથી પાછા ફરીને મેં વસુને બોલાવી. આ સ્થિતિ ચાલી ન શકે–કાં તો આ પાર કે કાં તો પેલી પાર કરી નાખવા ફરમાવ્યું. એ પણ ગુસ્સામાં આવી ગઈ.

"તમારા જેવા નાપાક પતિની પત્ની થઈને રહેવા કરતાં હું ત્યક્તા બનવાનું વધુ પસંદ કરું છું." એણે એનો નિશ્ચય જણાવી દીધો. મારે પણ "આવી ગુમાની સ્ત્રી કરતાં વિધુર રહેવાનું મને વધુ ગમે છે" એમ કહેવું પડ્યું. પણ અમારું લગ્ન "સિવિલ મેરેજ ઍક્ટ" પ્રમાણે નહોતું થયું કે કંઈ બહાનું કાઢીને પણ અમે છૂટાં થઈ શકીએ. મેં એને શાંતિથી વિચાર કરવા કહ્યું–સાથોસાથ સાથે રહેવાની રજ માત્ર ઇચ્છા નથી એ પણ જણાવી દીધું. છેવટ, અંદર અંદર સમજી, બંનેએ જુદાં પડી જવું–જુદાં જ શહેરમાં અને જુદાં જ ક્ષેત્રમાં રહેવું એમ નક્કી કર્યું. બીજે દિવસે એ ચાલી ગઈ એ ચાર દિવસ તો ગુસ્સામાં મેં કાઢી નાખ્યા પણ જ્યારે સુનંદાને આ વાતની ખબર પડી ને એ

મને ઠપકો આપવા આવી ત્યારે મને દુઃખ થયું. એને મારે ગમે તે ભોગે ને ગમે તે રીતે સમજાવવી જોઈતી હતી, એ સુનંદાની વાત મને ગળે ઊતરી. બીજી જ ટ્રેનમાં હું પૂના ગયો. પણ...પણ...આ નાલાયક પતિ વસુને માન્ય નહોતો. પુખ્ત વિચારના વસુના પિતાને પણ આ લંપટ જમાઈ ખપતો નહોતો. બીજી જ ટ્રેનમાં મારે પાછું આવવું પડ્યું. ઘેર આવ્યો ત્યારે રાત પડી ગઈ હતી. વરસાદે માઝા મૂકી હતી. પવને સઘળું પાયમાલ કરવાની પ્રતિજ્ઞા કરી હતી. અને મારા દિલે એ પાયમાલીમાં ભેળાઈ જવાની તૈયારી કરી લીધી હતી. નવા યુગની મૈત્રી અને પ્રેમલગ્ન હું ભોગવી રહ્યો હતો !

# સ્ત્રી અને પુરુષ

[ ૧ ]

**નફ્ફટાઈની** પણ હદ હોવી જોઈએ. માણસ સહન કરી કરીને પણ ક્યાં સુધી કરે? એ લોકોને જીવ છે ને મારે નથી શું? હું અભણ છું, ગામડાની છું, મારાં માબાપ ગરીબ છે, એ બધો શું મારો વાંક છે? મેં ક્યાં હઠ પકડી હતી કે મારે શહેરમાં જ પરણવું છે, પૈસાદારને જ પરણવું છે કે ભણેલાને જ વરવું છે? મને તો જ્યાં પરણાવત ત્યાં હું જાત. અમારે સ્ત્રીજાતિને શું? પતિની સેવા કરવી એ અમારો ધર્મ ખરો, પણ મારી નજર સામે જ મારી શોક રહે એ મારાથી કેમ સહન થાય?

મારાં માબાપ સાધારણ સ્થિતિનાં હતાં. હું એમની એકની એક લાડકવાયી દીકરી હતી. કોઈ સારે ઘેર જાઉં ને સુખી થાઉં એવું મારી મા બહુ જ ઇચ્છતી ને રોજ સાંજે તુલસી-ક્યારે દીવો કરતી વખતે હાથ જોડી આંખો બંધ કરીને પ્રાર્થતી. મારો ભાઈ બહુ તોફાની હતો. એ વખતે હું ગમે ત્યાં હોઉં ત્યાંથી મને તુલસી-ક્યારા પાસે એ ખેંચી જતો ને જેવી બા આંખ ઉઘાડે કે પોતે આંખ બંધ કરીને ગંભીરતાથી બોલવા લાગતો: "હે દીનાનાથ, મારી ગાય જેવી બહેનને કોઈ બળદિયો લાવી આપજો, જે રોજ એને ઢીંક મારે, બેન ઊભી ઊભી રોવે ને હું જોતો ખુશ થાઉં!" મારી બા એકદમ એના પર ગુસ્સે થઈ જતી ને "મેર મારા પીટયા!" કહીને જ્યાં એનો કાન આમળવા જાય ત્યાં છલંગ મારીને એ ખડકી બહાર નીકળી જતો. અત્યારે ક્યારેક એ મને મળવા આવે છે ત્યારે એને એ બધું યાદ આવે છે ને એની આંખમાં પાણી છલકાઈ આવે છે. એના ભોળા દિલને લાગી જાય છે કે આ મારું દુ:ખ કદાચ એની એ તોફાની પ્રાર્થનાઓનું જ ફળ હશે! મારે એને એ બાબત સાંત્વન દેવું પડે છે ને મારા નસીબનો જ દોષ છે એમ મનાવવું પડે છે.

અને સાચું પૂછો તો મારા નસીબનો જ દોષ ને! નહિ તો ક્યાં મારા ભૂખ જેવા ગામની સીમનો રખડપાટ ને ક્યાં આ શહેરના મોટા મોટા બંગલાની કેદ! લોક ભલે શહેર શહેર કરીને એની પાછળ આંધળા થાય, પણ મને તો શહેરનું નામ સાંભળી સૂગ ચડે છે. જો કે હું નાની હતી ત્યારે અમારી બાજુના છગનકાકાનો દીકરો એની મોટી નિશાળની રજામાં ઘેર આવતો ને શહેરની મોટરગાડીઓ અને સુધરેલા માણસની વાતો કરતો ત્યારે મને શહેરમાં આવવાનું મન થઈ જતું અને હું એને કહેતી પણ ખરી: "ભઈલા! મને મુંબઈ દેખાડીશ? ઈ કેવી હોય? ઈમાં ઘર કેવાં હોય?" ને એ જ્યારે બધી વાત કરી નાખતો ત્યારે રાત્રે સ્વપ્નામાં હું મુંબઈ ફરી પણ આવતી. પણ અત્યારે મુંબઈના દરિયા-કાંઠાના આવડા મોટા બંગલામાં એકલી બેઠી છું ત્યારે થાય છે કે મેં અભાગણીએ મુંબઈનો વિચાર જ શું કામ કર્યો? નાની હતી ત્યારે

બાજુવાળાં રતનડોશી કાલાં ફોલતાં ફોલતાં રાજારાણીની વાત કરતાં ને અણમાનીતીને એકદંડિયો મહેલ મળ્યો છે એમ કહેતાં ત્યારે એ મહેલ કેવો હશે એની કલ્પના મને નહોતી આવતી; પણ આજે લાગે છે કે એ મહેલ એટલે આ જ—જેમાં હું આજે પુરાઈ છું તે જ. પુરાવાનો અર્થ કોઈ એવો ન કરશો કે મને કોઈએ અહીં કેદ કરી છે—મારાં નસીબ સિવાય મને કેદ કરી પણ કોણ શકે?

મારા પતિ એમ તો ઘણા ઉદાર છે. મારે જ્યાં જવું—આવવું હોય ત્યાં જવા—આવવાની મને છૂટ છે. મારે પિયર મારા પ્રિય ગામડામાં જઈને રહેવું હોય તો ત્યાં જવાની પણ મને છૂટ છે, પણ એક હિંદુ સ્ત્રી છતે ધણીએ વિધવા થવાનું કેમ પસંદ કરે? મારે પિયર જાઉં તો "બીચારી! બીચારી!" કહીને સૌ મારી દયા જ ખાવા લાગે—ને એમ બીજાની દયા પર નભવાનું મને કેમ ગમે? ભલે મારા પતિને મારી તરફ પ્રેમ ન હોય—માન ન હોય—પણ મારે તો આ આખા જગમાં અભિમાન કરવા જેવું અને સ્નેહ રાખવા જેવું એના સિવાય બીજું છે કોણ કે હું મારે પિયર જઈ માસિક ખર્ચી મેળવીને અમારી નાતમાં એનું વગોણું કરું? પણ જ્યારે એ બંનેની નફટાઈ વધી જાય છે ત્યારે કાળ ચડી આવે છે. આમ જીવવા કરતાં મરવું શું ખોટું એમ થઈ આવે છે. પણ હું આ આખા જીવનમાં એટલી તો ઢીલી—પોચી થઈ ગઈ છું કે એક સળી ભાંગીને બે કકડા કરવાની પણ મારામાં તાકાત નથી. એવાય દિવસો હતા જ્યારે ત્રણ મણ કાલાંની ગાંસડી માથે ઉપાડી રમતી રમતી ઘેર દોડી આવતી, અમારા ગામને પાદર બાપલભાઈની વાડીના કૂવે ગાંસડા—એક કપડાં આંખ મીંચીને ઉઘાડતાં ધોઈ નાખતી ને સવારમાં વહેલાં પાંચ વાગે સીમમાં છાણ વીણવા જતી તે દિ' ઊગ્યા સુધીમાં બે—ચાર ગાઉનો પંથ કરી ટોપલો—એક છાણાં થાપી નાખતી. એ વખતની જિંદગી જુદી જ હતી. હજુ તો ભળભાંખળું ન થતું ત્યાં સરખી સાહેલીઓ સાથે સૂંડલા લઈને સીમમાં ઝોપડી જતી ગાતાં જઈએ, અંતકડી રમતાં જઈએ, વચમાં બોરડીઓ આવે એનાં બોર

તોડતાં જઈએ ને છાણુ ભેગું કરતાં જઈએ. બધી છોકરીઓ તો બોર રસ્તામાં જ ખાઈ જતી, પણ મને મારા ભાઈને મૂકીને ખાવું ન ગમતું એટલે બે-ચાર ચાખીને બીજાં ઓઢણીને છેડે બાંધી રાખતી. મારો ભાઈ ભલે આમ મને બહુ ખીજવતો, મારી બાનું કીધું નહોતો માનતો, પણ અંતરથી એને મારા પર પ્રેમ હતો એવું મને ઊંડે ઊંડે લાગ્યા કરતું અને તેથી મારી બા એને વઢતી એ મને ન ગમતું ને મારું હેત હું આવી આવી નજીવી બાબતોમાં એના પર ઠાલવતી. દિ' ઊગ્યે ઘેર આવી દાતણ-પાણી કરીને ચા ને ટાઢી રોટલી હું ને ભાઈ બંને સાથે બેસીને ખાતાં. ભલે અમે ગરીબ હતાં; ટંકે દાળ, ભાત, રોટલી, શાક એમ પૂરું ખાવાનું અમને ન મળતું; પણ રોજ સવારમાં ચા તો થાય જ. મારા બાપુને તો ચા વિના એક દિવસ પણ ન ચાલે. મારી બા ભડક્યા કરતી: ' છોકરાંને અટાણથી સવાદિયાં કરી મૂકશો તે કેમ કરીને ઘરનો ખાડો પૂરશો ? નાનાં છોકરાંને ચાના હેવા શા ?'' એવું એવું એ બોલ્યા કરે, અમે સાંભળ્યા કરીએ, પણ બાપુની અમને જબરી ઓથ એટલે અમારી ચામાં કોઈ દિવસ વાંધો ન આવે. મારી બા બીચારી બહુ ભલી-ભોળી હતી, ને એટલે જ ભગવાને એને એના નાના એવા ઘરમાં સુખી રાખી ને મારું દુઃખ જોવા જીવતી ન રહેવા દીધી. એ કદી અમને ને મારા બાપુજીને ખવડાવ્યા વિના ખાતી નહિ. પરમાનંદ શેઠને ઘેર પાણીનું બેડું નાખી આવીને છાશનો લોટો ભરી આવે. એમાંથી એ છાશનું ટીપું પણ ન પીએ. અમે ત્રણેય જમી લઈએ પછી વધે તો ભાત ભેગી થોડી લઈ લે. રોજ ખાવામાં કાંઈક ને કાંઈક વાંધા હોય. બાપુજીની દુકાન સારી ચાલતી ન હોય, ગામના માગણાંવાળા આંટા ખાતા હોય, છતાં બાના મોં પર કદી કચવાટ ન હોય-પોતે ક્યાં આવા દુઃખમાં આવી પડી એવું એને ન લાગે-ઊલટાનું રોજ બાપુ અમારા સૌ માટે કેટલા હેરાન થાય છે, કેટલી મહેનત કરે છે, એવી ચિંતા કરી કરીને બાપુને મદદ થાય એમ વર્તે ને રોજ ભગવાનને બાપુને સુખ આપવા પ્રાર્થના કરે. એને એક મારી ચિંતા હતી. હું એની રૂડી-રૂપાળી

દીકરી ક્યાંક ગામડામાં જ નખાઈ જઈશ તો મારી જિંદગી નહિ સુધરે, મારે રોજની આ મજૂરીમાંથી નહિ છુટાય ને હું છગનકાકાની શાન્તિની જેવી સાહ્યબી નહિ પામું વગેરે; પણ એની એ ચિંતા બહુ થોડા વખતમાં દૂર થઈ ગઈ.

છગનકાકાની શાન્તિ શહેરમાં પરણી હતી. એનું કુટુંબ બહોળું હતું. એના વરની લાગવગ એની નાતમાં સારી હતી. શાન્તિને મારા પર થોડી પ્રીતેય ખરી, એટલે એણે મારા બાપુને કહીને એના સગામાં જ મારું કહેણ નખાવ્યું. મારા સસરા બહુ ભણેલા કે શહેરની છોકરીને પસંદ નહોતા કરતા. શાન્તિએ મારી વાત કરી એટલે એમને હું પસંદ પડી ગઈ ને મારું સગપણ નક્કી થઈ ગયું. મારા પતિનું નામ મહેન્દ્ર હતું. એ મુંબઈ ભણતા. દેખાવે રૂપકડા ને મજબૂત બાંધાના એ હતા. મારા સાસરાનું કુળ ઊંચું ગણાતું. પૈસાદાર બહુ નહોતા, પણ એમના સગા-વહાલા પૈસાદાર હતા ને અમારા જેવી ભૂખ તો હતી જ નહિ. એ બધું જોઈ ને મારી બાને શાતા વળી. એને એની તુલસીના ક્યારા પાસેની પ્રાર્થના ફળેલી લાગી. બે વરસ પછી મારું લગ્ન પતાવી, એકાદ વરસ મારું સંસાર-સુખ જોઈ, એ શાંતિથી સ્વર્ગે સિધાવી ગઈ મારા બાપુજીને ગુજરી ગયે તો હજુ ત્રણેક વરસ જ થયાં, પણ એમને મેં મારા દુઃખનો ઈશારોયે આવવા દીધો નહોતો. શા માટે એ ભોળા જીવને નકામો સંતાપવો? એમને કહેવાથી કે એમની પાસે દુઃખ રડવાથી ઓછું મારું દુઃખ ઘટી જવાનું હતું? એમના મનમાં દીકરીને ઘેર સાહ્યબી છે, દીકરી સુખી છે, એવી જે કલ્પના છે તે ભલેને અખ્યાતી રહી! એમના જીવને એથી શાંતિ મળતી હતી તો એ શાંતિ મારે શા સારુ ખૂંચવી લેવી? એટલે, એ બીચારા તો સુખેથી ગયા. દુઃખ જોવું પડયું મારા ભાઈને. એ તો ગામેગામ ફરતો ફરે એટલે વાતો પણ મળે, મને ખુલ્લા દિલથી બધું પૂછે પણ ખરો, મારે કહ્યા વિના છૂટકો પણ નહિ—જાણતાની પાસે છુપાવવાનો અર્થ પણ શું?

લગ્ન કરીને સાસરે આવી ત્યારે મારા મનમાં ઘણુાય કોડ હતાઃ

સાસુ–સસરાની સેવા કરીશ, મારાં માબાપની કેળવણી દીપાવીશ, દેવ જેવા પતિની દાસી થઈશ ને મારી જિંદગીનું પરમ સુખ મેળવીશ. ઘેર શ્રમ કરેલું એટલે કામકાજની બાબતમાં મને કોઈ કાંઈ કહી શકે એમ નહોતું. સાસુ–સસરાની આજ્ઞાંકિત પુત્રવધૂ બનીને રહી એટલે એમને પણ મારા તરફથી પૂરો સંતોષ હતો. સાસુ તો મને જોવા આવનારને કહેતાં, "ઘરનો ભાર ઉપાડે એવી છે! હવે તો કાલ મારી આંખ મિચાઈ જાય તોય મારે ચિંતા નહિ. ઘરનું હાંકે ને સૌને પોતાનાં ગણીને રાખે એથી વધારે આપણે શું જોઈએ? ભણેલીમાં કાંઈ શુક્રવાર ન વળે." ને મને એ વાત સાચી પણ લાગે છે. અત્યારે મારા પતિ સરલાની પાછળ ગાંડા બન્યા છે, એના વિના જગતમાં એમને કશું દેખાતું નથી, પણ એની સાથે જો તેઓ પરણ્યા હોત તો શું પેલી એક ચાનો પ્યાલો પણ કરીને દેત ખરી? સાજે–માંદે તો મારી જરૂર પડે છે. ઉધરસ થાય તો "રાબ બનાવી દેજે", છાતીમાં દુખે તો "શેક કરી આપ" એવું બધું તો મને કહે છે. અરે, ગયે વરસે ટાઈફોઈડ થયો ને પથારીવશ રહેવું પડયું ત્યારે ચોવીસે કલાક જાગતી બેસી રહેતી તો હું. એ તો દિવસે થોડા વખત બેસે, પછી બીમાર પડી જવાની બીક લાગે એટલે આરામ કરે, ને રાત્રે પોતાને ઘેર જઈને નિરાંતે સૂઈ જાય. એવી માત્ર સુખમાં જ સાથી બનનારની પાછળ માણસ ઘેલા શા સારુ થતા હશે એ જ મને નથી સમજાતું. ખેર, મારા તો એ માલિક છે-દેવને સ્થાને છે, એની સેવા કરવાની મારી ફરજ છે, ને જો સેવા ન કરું તો મને ચેન પણ ન પડે, એટલે એમાં હું કાંઈ ઉપકાર નથી કરતી. આ તો સ્વાભાવિક વાત છે કે માણસને સાચું કેમ નહિ સમજાતુ હોય!

આ રીતે ઘરમાં હું સૌને પ્રિય હતી, પણ મારા પતિને બહુ પસંદ નહોતી પડતી એમ મને જણાતું. જો કે તેઓ એમનો અણગમો સહેજે દેખાવા નહોતા દેતા. મારા પતિ કોલેજમાં ભણે છે, મુંબઈ રહે છે, હું ગામડાની અભણ કન્યા છું, એ બધી વસ્તુ મારાં સાસુ સારી રીતે સમજતાં અને તેથી અમને ગમે એમ વર્તતાં. જમવા બેસવાનું

હોય ત્યારે અમને સાથે જ બેસાડે, પોતે મીઠી મશ્કરી કરે, સાંજે સાથે ફરવા મોકલે, લાજ તો પહેલેથી જ કઢાવી નાખી હતી—એટલે દીકરા-વહુને સુખી બનાવવાના પોતે પોતાનાથી બનતા પ્રયત્નો કરતાં, પણ બીચારાંની મહેનત ફળી નહિ. મારા પતિ ઘેર વરસમાં બે વાર જ આવતા. તેમાંય વચ્ચે ક્યાંક મિત્રોને ત્યાં ને સગામાં ને એમ આઠ-દસ દિવસ કાઢી નાખતા. મુંબઈ કાગળ લખવાનો શરૂઆતમાં મેં પ્રયત્ન કર્યો, બે-ત્રણ પત્રો મેં મારી ગામઠી ભાષામાં લખ્યા પણ ખરા, પરંતુ એનો જવાબ કરીને કાગળ લખવાનું મન થાય એવો કદી ન આવ્યો અને છેવટે એ પ્રયત્ન મેં છોડી દીધો. મારા નસીબમાં હશે તેમ થશે, ભણી લેશે એટલે એની મેળે બધું ઠીક થઈ રહેશે, એવા વિચારો કરી કરીને મેં મારા મનને શાંત પાડ્યું. મારાં સાસુને એમના દીકરાનું અતડાપણું ખટકતું હતું, ક્યારેક મારા સસરા પાસે એ મુંબઈ કાગળ પણ લખાવતાં, પણ એથી વધુ તેઓ શું કરી શકે?

જોતજોતાંમાં ચાર વરસ નીકળી ગયાં. મારા પતિ વકીલ થઈ ગયા ને માબાપની ઇચ્છા વિરુદ્ધ મુંબઈમાં જ પ્રૅક્ટિસ કરવા લાગ્યા. મને હવે મુંબઈ લઈ જવી જોઈએ એમ વારંવાર જ્યારે મારા સસરાજીએ લખ્યું ત્યારે વરસ દહાડો કાઢી નાખીને છેવટ લઈ આવ્યા.

અહીં આવીને મને જુદું જ જોવાનું મળ્યું. હું કેમ નથી ગમતી, મને કેમ બોલાવવામાં નથી આવતી, એ બધી વાતનો ભેદ અહીં આવ્યા પછી ખૂલ્યો. સરલાબેન અમારી બાજુના બંગલામાં જ રહેતાં હતાં. અમારા ઘરના નોકર-ચાકરો એમના હુકમ પ્રમાણે જ ચાલતા. અમારા ઘરનો તમામ કારભાર લગભગ એમના હાથમાં જ હતો. મારા પતિ સવારે દસ વાગે કોર્ટમાં ચાલ્યા જતા, સાંજે ચાર-સાડા ચારે પાછા આવી જતા, એ વખતે સરલાબેન પણ ઘેર હાજર થઈ જતાં. જો કે ઘરનો કારભાર મારા આવ્યા પછી લગભગ બધો જ એમણે છોડી દીધો હતો, પણ મારા પતિ પરનો એમનો કાબૂ તો હતો એટલો જ રહ્યો હતો.

"સરલાબેન કોણ છે" એમ એક વખત મેં હિંમત કરીને પૂછ્યું તો "મારાં મિત્ર" એટલો જ જવાબ મને મળ્યો. પછી ધીરે ધીરે ખબર પડી કે એ એમનાં કૉલેજનાં સાથી છે, પૈસાદાર કુટુંબની કન્યા છે, બી. એ. સુધી ભણેલાં છે, ને કોઈ મોટી સારી નિશાળમાં નોકરી કરે છે. હજુ સુધી પરણ્યાં કેમ નહિ હોય એ વિચાર મને આવેલો, પણ પૂછી શકાય એવું કાંઈ હતું નહિ એટલે એ મનમાં જ રાખ્યો. નોકર–ચાકરો વાત કરતા કે એ તો કુંવારાં જ રહેવાનાં છે. મારા પતિ આમ મારી સાથે સારું વર્તન રાખતા. રોજ એક-બે વખત "ફાવે છે કે નહિ? કાંઈ તકલીફ નથી પડતી ને?" એવા ખબર પૂછતા. સાંજની ચા પીવાને વખતે સરલાબેન હોય તોયે મને બોલાવતા ને એ રીતે હું સાવ એકલી ન પડી જાઉં એનું ધ્યાન રાખતા. પણ સરલાબેન મારી સાથે કદી કામ સિવાય વાત ન કરતાં, હું જાણે એમને દીઠીય ન ગમતી હોઉં એવું એમના મોં પર જણાતું, ને તેઓ ખૂબ ભણેલાં એટલે અંગ્રેજીમાં જ વાતો કરે ને ભપકાથી રહે એટલે મને એમની સાથે વાત કરવા જતાંય ડર લાગતો. એ હમેશ અતડાં રહેતાં એટલે હુંય અતડી રહેવા લાગી. પણ આ સ્થિતિ બહુ લાંબો વખત ટકી નહિ. મારા પતિની પત્ની હું હતી પણ એમની માલિક હું નહોતી. મારી સાથે શિષ્ટાચાર ખાતર જે કાંઈ સંબંધ રાખવો પડતો તે સરલાબેનને મળતા સમયમાંથી કપાતો, કારણ કે દિવસ આખો તો કોર્ટમાં જ પસાર થતો, એટલે ધીરે ધીરે કરતાં સરલાબેનને હું બહુ અળખામણી થઈ પડી. એમણે અમારે ઘેર આવવાનું બંધ કર્યું, કાંઈક રોષ પણ બતાવ્યો, એટલે મારા પતિ ગભરાયા. એમને એમનું જીવન રોળાઈ જતું લાગ્યું. છેવટ બંને વચ્ચે સમાધાન થયું ને એ લોકોનો ક્રમ ઊંધો થયો. સરલાબેનને ઘેર જ મારા પતિ બધો સમય રહેવા લાગ્યા. કેટલીક વાર તો જમી પણ ત્યાં લેવા લાગ્યા. રાત્રે મોડા મોડા સૂવા આવે, એ વખતે હું જાગતી હોઉં તો "કેમ, હજુ સૂતી નથી?" એટલું પૂછીને એ એમના ઓરડામાં ભરાઈ જાય, નહિ તો એમ ને એમ આવીને સૂઈ જાય.

સરલાબેનનાં માતાપિતા ત્યાં નહોતાં રહેતાં, અને રહેતાં હોત તો

કદાચ સરલાબેન એમનું કહ્યું કરત પણ નહિ, એટલે એમને કોઈની ચિંતા નહોતી. મારા પતિ પણ સ્વતંત્ર હતા એટલે એ લોકોના આવા અન્યાયી વર્તન સામે કોઈ કાંઈ કહી શકે એમ નહોતું. પણ મારાથી આ બધું સહન ન થયું. હું ખૂબ મૂંઝાવા લાગી—રડી રડીને દિવસો પસાર કરવા લાગી. છેવટ એક દિવસ રોષથી મેં સંભળાવી દીધું: "જો મને આમ નોકરડી તરીકે જ ઘરમાં રાખવી હતી તો પરણ્યા શું કામ? ને પરણ્યા તો પછી અહીં લાવ્યા શું કામ? એ સરલાબેન છે કોણ કે જેની પાસે તમારે આમ આખો વખત પડી રહેવું પડે છે ને મારી સંભાળ લેવાની પણ ફુરસદ મળતી નથી?" એટલું બોલતાં બોલતાં મારાથી રડી પડાયું. તેઓ તો શાંતિથી સિગાર ફૂંકતા આરામ-ખુરસીમાં બેસી રહ્યા. પાએક કલાક એમ બેસી રહીને સરલાબેનના ઘર તરફ એમણે ચાલવા માંડ્યું. મેં બારણા આગળ મારો દેહ ધરી દીધો ને કહી દીધું: "મને મારી નાખીને જઈ શકો છો, મારા જીવતાં હું આ બધું નહિ ચાલવા દઉં." તેઓ પાછા ફર્યા, ફરી આરામ-ખુરસીમાં બેઠા, બેઠાં બેઠાં બે-ત્રણ સિગાર ફૂંકી લીધી, પછી મને પાસે બોલાવીને શાંતિથી બોલવા લાગ્યા: "તું ગમે તેમ કરીશ પણ અમારો સંબંધ જે છે તે જ રહેશે. તે મારી મિત્ર છે. મારે માટે એણે આજન્મ કુમારિકાવ્રત ધારણ કર્યું છે. મારે માટે એણે એનાં માબાપને છોડ્યાં છે. અમે બંને એક જ છીએ ને એક જ રહેવાનાં છીએ."

"તો પછી મારી સાથે લગ્ન શા માટે કર્યું?"

"મેં નથી કર્યું, પિતાજીએ મને પરણાવ્યો છે. મને પૂછવામાં પણ નહોતું આવ્યું. એમની ભૂલ હું કઈ રીતે ચલાવી લઉં? થોડા સમયનો પ્રશ્ન હોત તો ચલાવી લેત પણ આ તો આખી જિંદગીનો સવાલ થયો. હું જાણું છું કે તને આ બધું ગમતું નથી, પણ હું શું કરી શકું? તારે અહીં ન રહેવું હોય તો તું ત્યાં જઈને રહી શકે છે, તારે પિયર રહેવું હોય તો ત્યાં પણ જઈ શકે છે, ને અહીં રહેવું હોય તોય મારી ના નથી. પણ મારી જિંદગી તો છે એવી જ રહેશે ને તારે

નભાવવી પડશે.” વાક્ય પૂરું કરીને તુરત તેઓ ચાલ્યા ગયા. હું ત્યાં જ બેસી રહી. બીજે દિવસે સાસુ–સસરા પાસે જવાની તૈયારી કરી ને હિંમત કરીને ગઈ, પણ ત્યાં કેટલો સમય રહું? સૌ કોઈ આંગળી ચીંધે, સૌ કોઈ દયા ખાય, એ કેમ સહન થાય? ફરી પાછી અહીં આવતી રહી છું. પતિનું સ્વાતંત્ર્ય કબૂલ રાખી લીધું છે ને મૃત્યુની વાટ જોતી જિંદગીથી હારીને બેઠી છું. તે દરમિયાન બનશે એટલી પતિની સેવા કરીશ. ક્યારેક રોષ આવી જાય છે, ન કરવાનું કરીને પતિને તથા સરલાબેનને હેરાન કરી મૂકવાની આગ દિલમાં પ્રકટે છે—પણ મારી મા યાદ આવે છે, એનો હમેશ હસતો દયાળુ ચહેરો ને સૌને દુઃખે દુઃખી થતું દિલ યાદ આવે છે. બીચારી કેટલી દુઃખી હતી છતાં હિંમત હારી નહોતી, કદી કોઈનું ખરાબ ઇચ્છયું નહોતું, ને હું એની પુત્રી થઈ ને એવું કરું તો એનું અંતર કેટલું કકળી ઊઠે? ગમે તેમ તોય હું સ્ત્રી, મારે મન પતિ એટલે દેવ, એના દુર્ગુણ જોવાના ન હોય—પૂજન જ કરવાની હોય: તે કરીશ, જીવીશ ત્યાં સુધી.

[ ૨ ]

ઓ ભગવાન! આમ શી રીતે જિંદગી પૂરી થશે? નક્કી કરેલું કાંઈ કામમાં આવતું નથી. માને સંભારું છું. ઘડીક સાંત્વન મળે છે, પણ ફરી મન પાછું પડી જાય છે. સરલાબેનની મારું હૈયું ચીરી નાખતી મૂર્તિ આંખ આગળથી ખસતી નથી. ખબર નથી પડતી કે શું થશે! એમ લાગે છે કે મારાથી હવે જિવાશે નહિ. મોતથી હું બીતી નથી, પણ આપઘાતનું પાપ કરી મારે આવા દુઃખમાં બીજા સાત ભવ નથી કાઢવા. ક્યારેક મનમાં ઝેર ચડી જાય છે, એમ થાય છે કે સરલાબેનને કરડી ખાઉં, પણ હું દીકરી કોની?

અને હવે તો આખા શહેરમાં હું આંગળી–ચિંધામણ બની ગઈ છું. ચોરે ને ચૌટે એ જ વાત થાય છે. મહેન્દ્ર તો સાવ બહેરા ને આંધળા બની ગયા છે. સરલાબેનનું પણ એવું જ છે. શું થશે એમનું? મારાથી તો આ ખમાતું નથી.

હવે હૈયું હાથ નથી રહેતું. દિલનો ઊભરો ક્યાંક ને ક્યાંક ઠાલવી નાખવાની જરૂર જણાય છે, નહિ તો હું ગાંડી જ થઈ જઈશ. આ...આ... એકદંડિયા મહેલમાં સહિયર પણ ક્યાંથી લાવવી? અત્યારે યાદ આવે છે નાનપણની મંગુ, કાશી ને કાન્તા. કેવી અમે ચારેય રાત્રે નવરી થઈને જીવુભાને ઓટલે બેસતી અને ગામની વહુ–દીકરીનાં સુખદુઃખની વાતો કરતી! કાન્તાનું તો સાસરું પણ વહેલું થયેલું. એનો વર એને મારતો. સાસુ ખૂબ કામ કરાવતી. એ એનાં બધાંય દુઃખની વાત પણ એ ત્યાં અમારા ત્રણેય પાસે કરતી એ વખતે અમે ચારેય એમ સમજતાં કે અમે પરણીશું જુદે જુદે ગામ, પણ સુખદુઃખની વાતો કરવા તો ભેગાં થશું. અત્યારે ક્યાં હશે એ મંગુ, એ કાશી ને એ દુઃખિયારી કાન્તા? આ તો શહેર છે. અહીં ભણેલાં–સુધરેલાંનો સમાજ છે પોતાના મનના વિચારો પોતાની ચોપડીમાં લખવા એવું મેં સાંભળ્યું છે ને વાંચ્યું પણ છે. હું પણ એવી નોંધપોથી રાખું. નોંધપોથીને મારી સહિયર બનાવું ને એ રીતે મનને શાંતિ આપું.

કેટલાં વરસ નીકળી ગયાં! છ છ વરસનાં વહાણાં મારા લગ્નજીવનને વાઈ ગયાં. ક્યાં પાંચ વરસ પહેલાંની હૃષ્ટપુષ્ટ શરીરવાળી મારાં સાસુની વહાલી સવિતાવહુ, ને ક્યાં આજની મોટા મહેલ જેવા ખાલીખમ બંગલાની માયકાંગલી સવિતા શેઠાણી! પાણી માગતાં દૂધ મળે છે, એક અવાજે ચાર નોકરો આવીને હાજર થાય છે, ઘરનો ખૂણેખૂણો સવિતા શેઠાણીનું હાસ્ય ઝીલવા ચોવીસે કલાક તત્પર થઈને ઊભો છે, પણ ક્યાં છે સવિતા શેઠાણીના મોં પર હાસ્ય? ક્યાં છે સવિતા શેઠાણીની જીભ પર શબ્દો? સવિતા શેઠાણીની જીભ અંતરનાય અંતઃસ્થલે ઊંડી ઊંડી ઊતરી ગઈ છે. સવિતા શેઠાણીનું અંતર સામેના બંગલામાં જઈને બિરાજ્યું છે ને સાથોસાથ સવિતા શેઠાણીનું હાસ્ય પણ લેતું ગયું છે. અહીં તો માત્ર સવિતા શેઠાણીનું પ્રેત જ ફરે છે—ઉપર જાય છે, નીચે આવે છે, યંત્રવત્ નોકરોને હુકમ આપે છે, યંત્રવત્ ખાય–પીએ છે ને ઊંઘે છે.

આ છેલ્લા પંદર–વીસ દિવસથી મહેન્દ્રે માઝા મૂકી છે. પત્નીને

તો છોડી હતી ને હવે ઘર પણ છોડયું. સરલાબેને ખૂબ કમાઈ લીધું હોય કે પછી ક્યાંકથી લૉટરી લાગી ગઈ હોય, ગમે તેમ હોય, પણ હવે એમણે કમાવાની ફિકર છોડી દીધી છે. આ વરસથી નોકરીનું રાજીનામું આપ્યું છે ને ઘરમાં જ રહેવા લાગ્યાં છે. મહેન્દ્ર પણ હમણાં કામથી કાંઈક કંટાળ્યા લાગે છે. મોડા મોડા ઑફિસે જાય છે ને વહેલા આવતા રહે છે. દિવસ ને રાત એ બંગલામાં જ ભરાઈ રહે છે. ક્યારેક મોડી રાત્રે ફરવા નીકળે છે, બહાર હૉર્ન સંભળાય છે, અમારી ગાડી છે એમ સમજું છું છતાં બારીએ જોવા જાઉં છું. બંનેને ચાંદનીમાં ફરવા જતાં જોઉં છું, એક ઊંડો નિસાસો નાખું છું ને પાછી પલંગમાં પડું છું. ભગવાનને પૂછું છું–આ શો અન્યાય તેં માંડયો છે? મેં ગયે ભવ શાં પાપ કર્યાં છે? આ ભવે તો કાંઈ કર્યું નથી, કોઈનું મન દુખવ્યું નથી, પણ હશે તો મારાં કર્મનું જ ફળ ને? નહિ તો મારે નસીબે છતે ધણીએ વિધવા-પણું હોય? મહેન્દ્રને પણ આ શું સૂઝયું છે? આટલું આટલું ભણી, મોટી ડિગ્રીઓ મેળવી, કોર્ટમાં ન્યાય–અન્યાયનાં ભાષણો કરે છે ને ઘરમાં પોતે શું આચરી રહ્યા છે તે જોતા જ નહિ હોય?

[ ૩ ]

એ દિવસ પહેલાં શાંતિ આવી હતી. એણે જ મને આ ઘર શોધી આપ્યું હતું. એનો દોષ હું નથી કાઢતી. શહેરમાં આવું દુઃખ મને એકલીને જ નથી એની હવે મને ખબર પડવા માંડી છે. શાંતિ પાસે હું તો ધ્રુસકે ધ્રુસકે રડી પડી. એણે ધીરજથી મારી વાત સાંભળી મને રસ્તો સુઝાડયો.

હા, એ જ સાચો માર્ગ, બીજા બધા માર્ગ ખોટા–બીજા બધા વિચારો ખોટા. રાત આખી મારા મનમાં એ જ વાત ઘોળાયા કરી. હું...હું...શું કામ એની આબરૂનું ઢાંકણ બનું? સવારે એ તો સરલા-બેનને ત્યાં જ હતા. મેં નવ વાગ્યા સુધી રાહ જોઈ, છેવટ થાકીને મારે જ ત્યાં જવું પડયું.

મને જોતાં જ બંને ચમકયાં. હજી હમણાં જ ઊઠયાં હોય એવું

લાગ્યું. હું એમના આશ્ચર્યની દરકાર કર્યા વિના અંદર દાખલ થઈ ને બેઠી. મહેન્દ્ર હસવા લાગ્યો. સરલાબેનના મોં ઉપર ચિંતા પ્રસરતી જતી હતી. મેં બેસતાં જ કહ્યું:

'હું એક વાત કરવા આવી છું.'

'બોલો' કહી બેદરકારીથી મહેન્દ્ર મારી સામે આવીને બેઠા. સરલાબેનની ચિંતા વધતી જતી હતી.

'મારાથી આ સહન નથી થતું, અને હવે વધુ વખત હું સહન કરવાની પણ નથી.' હું બોલી.

'તો શું કરવું? મારો જવાબ ઘણા વખત પહેલાં મેં આપી દીધો છે.' મહેન્દ્રે જવાબ આપ્યો.

'તો હું જાઉં છું.'

'ક્યાં?'

'ગમે ત્યાં.'

'મેં કોઈ દિવસ તને રોકી જ નથી.' નફટાઈથી મહેન્દ્ર બોલ્યા.

'પણ જતાં પહેલાં એક કામ કરવું છે.'

'શું?'

'તમારા બંનેનું મારે હાથે જ મારે લગ્ન કરાવવું છે.'

'એટલે?'

'એટલે.. આ અનાચાર હવે બંધ કરાવવો છે.'

મહેન્દ્રના મોં ઉપર ગુસ્સો આવી ગયો. સરલાબેન પણ રોષે ભરાયાં હોય એવું લાગ્યું.

'અમારા લગ્નથી તું ખુશી છે?' થોડી વારના મૌન પછી મહેન્દ્ર બોલ્યા.

'મારી ખુશીનો વિચાર છોડી દો. આ અનાચાર કરતાં તમે પરણીને સુખી થાઓ એમાં મારું સુખ છે.'

'ખરું કહે છે?'

‘ ખરું જ કહું છું. જેવા છો તેવા દુનિયા પાસે દેખાઓ એટલી જ મારી ઈચ્છા છે.’

‘ અને તું ?’

‘ હું જઈશ મારે રસ્તે. તમારા સુખની વચ્ચે નહિ આવું.’

‘ તો હમણાં જ કેમ નથી જતી ?’

‘ તમને પરણાવ્યા વિના જવાની નથી.’

‘ તું શું કહે છે ?’ મહેન્દ્ર આશ્ચર્યથી જરા ચીસ પાડીને બોલ્યા.

‘ જે કહું છું તે સાચું કહું છું–પરમેશ્વરની સાક્ષીએ કહું છું.’

‘ પછી તારું શું થશે ? તું ક્યાં જશે ? ક્યાં રહેશે ? દુનિયા શું કહેશે ?’ મહેન્દ્ર ઝડપથી બોલી ગયા.

‘ હું સમજું છું બધુંય. મારે માટે ક્યાંય કરતાં ક્યાંય ઠેકાણું નથી. દુનિયા પાસે હું મોં બતાવી શકીશ નહિ. પણ મારાથી આ તો...’

અને હું રડી પડી. મારો શ્વાસ ભરાઈ ગયો. છાતીમાં મૂંઝવણ થવા લાગી. સરલાબેન અને મહેન્દ્ર ગભરાઈને મારી પાસે દોડી આવ્યાં. હું તુરત એક નિસાસો મૂકીને સ્વસ્થ થઈ ગઈ.

‘ તમે મારી ચિંતા કરશો મા. હું કહું છું, મારાં મરેલાં માબાપને સંભારીને કહું છું કે, તમે પરણશો તેથી હું અત્યારે છું તે કરતાં વધુ દુઃખી નહિ થાઉં. દુનિયા આંગળી ચીંધીને અત્યારે મારો તિરસ્કાર કરે છે તે કરતાં વધુ નહિ કરે.’

મારે વધુ બોલવું હતું પણ ન બોલી શકી. આજ પહેલી જ વાર સરલાબેનના મોં ઉપર મેં ભયનો ગભરાટ જોયો. મહેન્દ્રે પણ ગંભીર બની માથું નીચું ઢાળી દીધું હતું.

અમે ત્રણેય જણ કેટલીયે વાર સુધી મૂંગાં બેસી રહ્યાં. છેવટ મહેન્દ્ર બોલ્યાઃ

‘ તું જાણે છે કે હું શા માટે સરલા સાથે લગ્ન નથી કરતો ? લગ્નના વિચારો અમને નહિ આવ્યા હોય ? અને હવે આવા લગ્નનું આશ્ચર્ય પણ ક્યાં છે ?’

'પણ મારા વિચારથી તમે અટકી પડો છો ને?'

મહેન્દ્રે જવાબ આપ્યો, 'હા.' એને શી ખબર કે કોઈ સ્ત્રી આવી દયાથી જિંદગી ન ખેંચી શકે! મેં એમને કહ્યું:

'હવે એ વિચાર મૂકી દો.'

'પણ......'

'પણ કાંઈ નહિ. હું સોગન ખાઈને કહું છું.'

'પણ તારું શું?'

'તમે હવે એવું બોલો મા.' મારાથી ફરી રડી દેવાયું. 'મારું? મારું શું છે? મારે હવે કાંઈ ગુમાવવાનું બાકી રહ્યું નથી. તમે પરણશો તો મારી એક પીડા તો ઓછી થશે. મને એમ નહિ લાગે કે તમે ને સરલાબેન પાપમાં પડ્યાં છો ને અનાચાર કરી રહ્યાં છો.'

આટલું બોલી મેં મહેન્દ્ર સામે જોયું. એ નીચું જોઈ રહ્યા હતા. સરલાબેન સામે નજર કરી તો એમણે પણ આંખો ઢાળી દીધી. હું કંઈ સમજી નહિ. હું પણ વિચારમાં ને વિચારમાં મૂંગી બેસી રહી.

'સવિતા!' મહેન્દ્ર ગંભીર અવાજે બોલ્યા: 'હું વિચાર કરીને તને જવાબ આપીશ.'

'ક્યારે?' મેં પૂછ્યું.

'બે દિવસમાં.' તેઓ એવી જ ગંભીરતાથી બોલ્યા. સરલાબેન એમની સામે તાકી રહ્યાં. મને થયું કે હવે મારે ઊઠવું જોઈએ, એટલે હું જવા માટે ઊભી થઈ. મહેન્દ્રે મારો હાથ ઝાલ્યો—આટલાં વરસમાં પહેલી જ વાર! મારું હૈયું હાથમાં ન રહ્યું. એમના ખોળામાં માથું મૂકી હું ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

'સવિતા!' ફરી ગંભીર અવાજ આવ્યો. 'કોઈ રીતે હું તમને બંનેને ન રાખી શકું?'

હું જવાબ ન આપી શકી. પડી રહી. મારું હૈયું વધુ ધબકવા લાગ્યું. આ રુદન અને આ વેદનામાં મારી જાણે તરસ છિપાતી હતી!

'એમણે' મારા માથા ઉપર હાથ મૂકયો હતો ! મારા હૈયાના થડકારા ઓછા થતા હતા !

ત્યાં જ સરલાબેનનો અવાજ સંભળાયો. મેં એકદમ માથું ઊંચું કર્યું. તેઓ કહેતાં હતાં:

'હું જ જવાબ આપું છું, મહેન્દ્ર ! કોઈ રીતે બંનેને ન રાખી શકાય.'

મહેન્દ્ર એમના લાલ મોં તરફ તાકી રહ્યા. હું પણ વધુ કંઈક સાંભળવા તલપી રહી.

'એટલે રસ્તો એક જ છે...' આટલું બોલી સરલાબેન એક પળ અટક્યાં અને જરા ભાર મૂકીને એમણે કહ્યું: 'મને જ મારે રસ્તે જવા દેવી.'

મહેન્દ્રની આંખ ફાટી રહી. હું પણ મૂંઝાવા લાગી. શું બોલવું, શું કરવું, તે કશું સૂઝયું નહિ. ભયકારક મૌન છવાઈ ગયું.

*

તે દિવસે છેવટ મારે જ આ અસહ્ય ગૂંગળામણમાંથી છૂટવા માટે ભાગી જવું પડયું. હું ઘેર આવતી રહી. જે જોયું, જે સાંભળ્યું–અનુભવ્યું તે સ્વપ્ન જેવું હતું. હું આવીને તુરત પલંગમાં પડી. મારું માથું ભમવા લાગ્યું.

તે પછી સરલાબેન અને મહેન્દ્ર વચ્ચે શી વાતો થઈ તે હું જાણતી નથી. છેક મોડી રાતે મહેન્દ્ર ઘેર આવ્યા ત્યારે હું જાગતી પડી હતી, પણ કશું બોલી નહિ. એમના મોં ઉપર અસહ્ય વેદનાનાં ચિહ્નો સ્પષ્ટ દેખાતાં હતાં. મારા પલંગ ઉપર એક નજર ફેંકી તેઓ પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. પાછળ જવાની ઇચ્છા તો મને ઘણી થઈ, પણ સવાર સુધી હિંમત જ ન ચાલી. આખી પાછલી રાત તેઓ પણ મારી પેઠે જાગતા જ પડી રહ્યા હતા.

સવારે હું એમની પાસે ગઈ ત્યારે એમણે આંખો મીચી દીધી અને હાથની સંજ્ઞાથી મને પાસે ન આવવાનું સૂચન કર્યું. હું જોઈ રહી હતી કે એમની વેદના હવે માઝા મૂકતી હતી–પણ હું શું કરી શકું ? મારું હૈયું મૂંજવા લાગ્યું. એક પળ તો બહાર દોડી જઈ સરલાબેનને

બોલાવી લાવવાનો વિચાર આવી ગયો, પણ તુરત મન પાછું પડ્યું. હું મારા ઓરડામાં ચાલી ગઈ. ઘરના નોકરો પણ સ્તબ્ધ બની ગયા હતા.

બપોરના બારેક વાગ્યા ત્યારે અમારો વૃદ્ધ ઘાટી ડરતો ડરતો આવીને મારા બારણા પાસે ઊભો રહ્યો. એને જોતાં હું પથારીમાંથી બેઠી થઈ. એ બોલ્યો :

'તમને સરલાબેન બોલાવે છે.'

હું સાંભળતાં જ ચમકી ગઈ. સફાળી ઊઠીને બહાર આવી ત્યાં તો એ આવીને દીવાનખાનામાં જ બેઠાં હતાં. હું સામેના કૉચ ઉપર બેઠી.

'જુઓ સવિતા! હું અત્યારે જ મુંબઈ છોડી જાઉં છું.' હું એમની સામે જોઈ રહી. તેઓ આગળ બોલ્યાં, 'એમ ન સમજશો કે હું તમારી માફી માગવા આવી છું. હું આવી છું માત્ર એટલું કહેવા જ કે મહેન્દ્ર એક કાયર અને નાલાયક પુરુષ છે, બસ!' આટલું બોલતાં જ એમણે ઊઠીને ચાલવા માંડ્યું. હું કંઈ સમજી નહિ. એમની વચ્ચે શું થયું હશે તેની કલ્પના કરતી હું મહેન્દ્રના ઓરડા તરફ ગઈ તો એ અટારીમાં ઊભા ઊભા સમુદ્ર–તરંગો જોતા હતા. મારા તરફ એમની પીઠ હતી એટલે એમના મુખભાવ હું જોઈ શકી નહિ. ઓરડામાં નજર ફેરવતાં ટેબલ ઉપર એક ચિઠ્ઠી પડેલી જોઈ. મેં કુતૂહલપૂર્વક ટેબલ પાસે જઈ ચિઠ્ઠી ઉપાડી. એમાં લખ્યું હતું:

'સવિતા!

બુદ્ધિ જવાબ આપતી નથી અને હૃદય તો ભાંગી જ પડ્યું છે. શું કરવું જોઈએ તે સૂઝતું નથી. સરલા છોડીને ચાલી ગઈ. તું પણ શું જતી રહેશે? તને મેં જે દુઃખ આપ્યું છે તેનો હવે બદલો માગશે?'

આટલું વાંચતાં જ મારી આંખો આંસુથી છલકાઈ ગઈ. બદલો માગનાર હું કોણ? એ તો મારા દેવતા!

આંસુ લૂછી ચિઠ્ઠી મેં આગળ વાંચવા માંડી.

'તારી સૂચના યોગ્ય હતી, પણ એણે મારું હૈયું ખળભળાવી મૂક્યું. હું કબૂલ કરું છું કે એના સ્વીકારમાં સમાજ મારો તિરસ્કાર કરત, પરંતુ એમાં ઓછો દોષ હતો—ઓછું પાપ હતું, પણ એમ કરવાની મારી હિંમત ન ચાલી. સમાજના ડરથી નહિ, તારા પ્રત્યેની દયાથી નહિ. સરલાના કોઈ ઇન્કારથી નહિ, પણ કોણ જાણે કયાં અગમ્ય કારણોએ મને કંપાવી મૂકયો—અને તારી એ લાલ આંસુભરી આંખ, ધબકતું ને ડીબકા ભરતું હૈયું, આટલાં વર્ષે પહેલો જ અનુભવેલો એ વેદનામય સ્પર્શ! હું ધ્રૂજી ઊઠયો.

મારી આ સ્થિતિએ સરલાના દિલમાં રોષ પ્રગટાવ્યો. મેં એને સમજાવવાનો—મનાવવાનો પ્રયત્ન કર્યો, લાચારી પણ કરી, પરંતુ એનો રોષ વધતો જ ગયો. એણે મને ફેંકી દીધો—શરીરથી, મનથી અને આત્માથી.

હવે ? કોણ મારું રહ્યું છે ? જે વેદના થોડીક કલાકોથી હું ભોગવી રહ્યો છું તે વેદનાની ભઠ્ઠીમાં તને તો મેં સાત વરસ સુધી રાખી છે. કયે મોઢે તારી પાસે હું આવું ?—અને હૈયું પોકારે છે કે સરલાના જીવન ઉપર મેં જે ઘા કર્યો છે તેનું પ્રાયશ્ચિત્ત મને શી રીતે મળી શકશે ?

કાંઈ સૂઝતું નથી. હૈયામાં અંધકાર વ્યાપી ગયો છે. તું ત્યાં દીવો ધરશે ?'

બસ, આગળ થોડા લીટા તાણ્યા હતા અને નીચે નામ લખવાનો પ્રયત્ન કર્યો હતો.

હું ધીમે પગલે અટારીમાં જઈ એમની પાસે ઊભી રહી. એમને ખબર પડી પણ મારી સામે એ જોઈ શકયા નહિ, મેં પણ એવો પ્રયત્ન ન કર્યો. અમારા બંનેની નજર ઘૂઘવતા સાગરનાં તોફાની મોજાં ઉપર મંડાઈ રહી.

આખે સાંધેલો આ સહચાર હવે કદી છૂટશે ખરો ? ઓ પ્રભુ એમની આંખને અને હૈયાને હવે સ્થિર રાખજે!